

# શ્રી સત્યનારાયણની કથા

## (વેદોક્ત)

કિંવા

## પ્રશ્નોપનિષદ્

હરિલાલ ત્રિભુવન ભટ્ટ.



અમદાવાદ.
પ્રજાબંધુ પ્રીન્ટીંગ વર્કસ.

મૂલ્ય ૦-૩-૦



# શ્રી સત્યનારાયણની કથા.
## (વેદોક્ત)

કિંવા

## પ્રશ્નોપનિષત્.

હરિલાલ ત્રિભૂવન ભટ્ટ.



અમદાવાદ.
પ્રજાબંધુ પ્રીન્ટીંગ વર્કસ.

મૂલ્ય ૦-૩-૦

ओरुम्

# અર્પણ પત્રિકા.

નેકનામદાર મહારાઓલજી

શ્રી ૭ દીપસીંહજી સાહેબ.

સ્વસ્થાન માલપુર.

શ્રીમન્ત મહાશય,

આપ નામદાર ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ અને આર્ય ધર્મ ધુરંધર છો. શ્રી સત્યનારાયણની કથા શુદ્ધ ભાવનાથી દર પૂર્ણીમાએ શ્રવણ કરાવી આપ નામદારશ્રી ઉદારતાથી પૂન્યદાન કરો છો. આપ નામદારશ્રી દયાવાન અને સદ્‌ગુણ સંપન્ન હોવાથી અને સેવક પ્રત્યે કૃપા, મમતા અને ઉપકાર હોવાથી આ લઘુ પણ ધર્મબોધક પુસ્તક આપ નામદારશ્રીને સવિનય અર્પણ કરૂં છું.

માલપુર<br>સંવત ૧૯૬૨ ની<br>વિજયાદશમી.

લી. આજ્ઞાંકિત સેવક<br>હરિલાલ ત્રિભૂવન ભટ્ટ.

ॐ

# ભૂમિકા.



આધુનિક સમયમાં શ્રી સત્યનારાયણના નામે ઓળખાતી જે કથાનો આર્યભૂમિમાં પ્રચાર ચાલે છે તે, ખરી—સત્ય કથા જણાતીજ નથી. તે કથા માત્ર નામનીજ છે અને તેમાં દરિદ્રી બ્રાહ્મણ, લાકડાનો ભારો વેચ-ચનારો કઠિયારો તથા રાજા, વાણીઓ, અને ભરવાડની કથાવાર્તા છે, અને તેની અંદર તેમનું વૃત્તાંત છે. કથાની સમાપ્તિ વખતે પ્રસાદ આપ-વા, ભોજન તથા દક્ષિણા લેવી, વિગેરે બાબતોનું વર્ણન વર્ણવેલું છે. એ-ટલે કે આ છપાયેલ જે ખરી સત્યનારાયણની કથા છે તેની ફલશ્રુતિ રૂ-પેજ—મહિમા દર્શક રૂપેજ—માત્ર હાલની ચાલતી કથા છે. આ ચાલતી ક-થામાં સત્યનારાયણની વાતજ આવતી નથી કે સત્યનારાયણ દેવનું સ્વરૂપ શું છે? અને તેમાં ખરૂં રહસ્ય શું રહેલું છે તે કોઇ જાણતુંજ નથી, તે-મજ હાલ ચાલતી સત્યનારાયણની કથા તે બતાવતીજ નથી. હાલની પ્ર-ચલિત કથા સત્યનારાયણ વ્રત કથા છે, અને તે શ્રી સ્કંદ પૂરાણના રેવા ખંડમાં કથેલી તે ઉપરથી એક કથાના સ્વરૂપમાં જુદી પાડેલી માલમ પડે છે; તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે કોઇ સ્વાર્થી બ્રાહ્મણે ભોળા મા-ણસોને ભ્રમણામાં નાખવા વાસ્તે અને તેમને જૂઠી લાલચ આપી બ્રાહ્મ-ણોને દાન આપવા લલચાવવા માટે આશરે ૧૦૦ વરસ ઉપર આ નામ ધારી કથાનો પ્રચાર ફેલાવ્યો છે. એટલા માટે સુજ્ઞ ગૃહસ્થોએ વિચારવાનું છે કે સત્યનારાયણની કથામાં સત્યનારાયણનું ખરૂ સ્વરૂપ કિંવા જ્ઞાન તથા તેની કથા હોવી જોઇએ, અને તેજ પ્રમાણે સતશાસ્ત્રોનો એક ભાગ કે જે પ્રશ્નોપનિષદ્‌ના નામથી ઓળખાય છે તેમાં શ્રી સત્યનારાયણ દેવનું ખરૂં સ્વરૂપ દર્શાવેલું છે તેજ આ કથા છે માટે એ કથા તરફ પ્રેમ રા-ખનારાઓ માટે આ પુસ્તકમાં અસલ શ્લોક સહિત તેનું ભાષાંતર આપ્યું છે.

મુમુક્ષુઓના હિત અર્થે દુ:ખ રૂપી સંસાર સાગરથી મનુષ્ય માત્ર પાર ઉતરી પરમ ધામ મોક્ષનો ઉપભોગી થાય તે સારૂ ત્રિકાળદર્શી મહર્ષિ લોકોએ શ્રી સત્યનારાયણની કથા તથા ઇશ્વરનું જ્ઞાન અને આ

સંસાર રૂપી દુર્ઘટ દુર્ગમાંથી મનુષ્ય ક્યા પ્રકારે આવાગમનમાંથી છુટે તે સઘળી કથા પિપ્લાદ ઋષિયે પ્રશ્નોપનિષદમાં સુકેશાદિ છ (૬) રૂષિયોને કહી છે. તે સત્યસનાતન વેદાનુકૂળ કથાને કેટલાક સ્વાર્થી લોકોએ પોતાના પેટની ખાતર પાતાળમાં પધરાવી દીધી છે, અને પોતાના સ્વાર્થ અર્થે કપોલકલ્પિત કથા બનાવી ભોળા લોકોમાં વહેમ ચલાવી તેમના મન ઉપર બહુજ નબળી અસર બેસારી દીધી છે.

આ કથા પ્રથમ મુંબાઇમાં પ્રગટ થતા સુપ્રસિદ્ધ "આર્ય પ્રકાશ" પત્રમાં કટકે કટકે પ્રગટ થઇ હતી, તે અત્યંત પસંદ પડવાથી અને તે આખી પુસ્તકાકારમાં છપાવવાની અનેક ગૃહસ્થોએ ઇચ્છા પ્રગટ કરવાથી મેં આ કામ માથે લીધું છે, આશા છે કે આર્યબંધુઓ આ કથાનો ઘેર ઘેર પ્રચાર કરશે, તેથી હું મારો શ્રમ સફળ થયલો માનીશ. આ પ્રથમ આવૃતિ છે તેમજ પુસ્તક પ્રગટ કરવાનું આ અલ્પ પણ પ્રથમ સાહસ છે માટે તેમાં જો કાંઇ દોષ કે અશુદ્ધિ રહી ગયાં હોય તો તેના મૂળ હીંદી તેમજ ગુજરાતી ભાષાંતર કર્તાના નહિં પણ મારાજ ગણવા અને તે ઉદાર વૃત્તિથી ઉપલક્ષ કરવા મારી નમ્ર પ્રાર્થના છે. ઇતિશિવમ.

મુ. માલપુર
સંવત ૧૯૬૨ ની શરદ પૂર્ણિમા. } હરિલાલ ત્રિભુવન ભટ્ટ.



॥ ॐ ॥

# મંગળા ચરણ.



આ શ્રી સત્યનારાયણની સત્ય કથાના પ્રારંભ પહેલાં યજમાન ગૃહસ્થે તૈયાર કરી રાખેલા શુદ્ધ આસનપર પૂર્વાભિમુખે બેસવું અને આચાર્યે ઉત્તરાભિમુખ બેશી, ॐ **विश्वानिदेवसवितुर्दुरितानि परा सुवयद्भद्रं तन्नआसुव॥.** આમંત્રથી સુગંધિ યુક્ત ગંધવડે લેઇ આખા કપાળે બ્રાહ્મણે સ્વહસ્તે ગૃહસ્થને કપાળે અર્ચા–ચર્ચ્યા પછી બન્નેને અથવા તો આચાર્યે પોતે ॐ **गणानांत्वा गणपति ँ हवामहे प्रियाणांत्वा प्रियपति ँ हवामहे निधीनांत्वा निधिपति ँ हवामहे वसोमम । आहमजानि गर्भधमात्वमजासि गर्भधम् ॥** આમંત્રવડે સર્વ ગણોના પતિ સઘળા પ્રકારના નિધીઓથી સુખનાદાતા પરબ્રહ્મની અત્યુતમ પ્રાર્થના કરી સંસ્કાર વિધિના સામાન્ય પ્રકરણનો પૂર્ણ હવન વિધિયુક્ત સમ્પૂર્ણ કર્યા પછી બ્રહ્મજ્ઞાન સમ્પન્ન સત્યનારાયણની કથાનો આરંભ કરવો; કથા યથા યોગ્ય થઇ રહ્યા બાદ છેવટ ઉક્ત સામાન્ય પ્રકરણમાં લખેલું સામવેદ ગાન (હ્રસ્વ, દીર્ઘ, પ્લુત, ઉદાત, અનુદાત્ત ને સ્વરિતા ઇત્યાદિ પ્રયત્નનો સ્વર ખેંચી સૂર લંબાવી) ખુલ્લા કંઠદ્વાર ઉચ્ચારે પોતાના પ્રયત્ને આવડે એવું ગાયન કરવું. પછી ઇશ્વરાર્તિ ગાયાબાદ શ્રોતાઓનો સત્કાર કરવો ત્યાર બાદ પ્રસાદ લઇ ઇશ્વરનામોચ્ચારણ–સ્મરણ કરતાં બ્રહ્મચર્યે યુક્ત શાન્તિથી શયન કરવું. ઇતિશિવમ્–ॐ.



॥ ॐ तत्सद्ब्रह्मणे नमः ॥

॥ अथ प्रश्नोपनिषदन्तर्गत श्री सत्यनारायण कथा प्रारंभः ॥

ॐ भद्रं कर्णेभिः शृणुयामदेवाः । भद्रंपश्ये माक्षभिर्यजत्राः । स्थिरैरङ्गैस्तुष्टुवा ९ सस्तनूभिः । व्यशेम देव हितं यदायुः ॥ ॐ शान्तिः ॐ शान्तिः शान्तिः

## કથા પ્રારંભ.

ॐ—एकदा षट् ऋषयः सुकेशाद्या दृढव्रताः ।
लोकानां हित कामाय गोष्टीं चक्रुर्मनो रमाम् ॥ १ ॥

ભાવાર્થ—એક સમયે સુકેશાદિ છ ઋષિયો જેઓ તપમાં સમર્થ હતા, તેઓએ લોકહિતાર્થે અને સર્વ કામના તૃપ્તિ અર્થે મનને પ્રિય લાગે એવી ઉત્તમ સભા સ્થાપી. ૧.

तदैव दैवयोगेन पिप्लादो मुनीश्वरः ।
आगतः सहितः शिष्यै र्भगवान वेदपारगः ॥ २ ॥

તે સમયે ત્યાં ભગવાન ઐશ્વર્યસમ્પન્ન વેદને જાણવાવાળા જેનું મન નિરંતર ઇશ્વરમાંજ છે એવા પિપ્લાદ મુની મહારાજ પોતાના શિષ્યો સાથે એકાએક ત્યાં આવી પહોંચ્યા. ૨.

तंदृष्ट्वा सहसोत्थाय सर्वेते धर्मतत्पराः ।
नेमुश्च परयाभक्त्या पिप्लादं मुनीश्वरम् ॥ ३ ॥

તેમને જોઇને સુકેશાદિ સર્વ ઋષિ મંડળે ધર્મમાં સર્વદા તત્પર એવા પિપ્લાદ મહાત્માને ભક્તિપૂર્વક પ્રણામ કર્યા. ૩.

नत्वा भक्त्या च सततं कृत्वा चापि सु पूजनम् ।
उपतस्युर्हिते सर्वेमुनिनातेन सत्कृताः ॥ ४ ॥

પ્રણામ કરીને વિધિપૂર્વક પિપ્લાદ ઋષિનું પૂજન કર્યું તથા પિપ્લાદે પણ તેઓનો સત્કાર કર્યા પછી સર્વ રૂષિ મંડળ એક એકની પાસે બેસતા હવા. ૪.

ॐ सुकेशा च भारद्वाजः शैब्यश्च सत्यकामः सौर्यायणी च गार्ग्यः कौशल्यश्चाऽऽश्वलायनो भार्गवो वैदर्भिः कबन्धी कात्यायनस्ते हैते ब्रह्मपरा ब्रह्मनिष्टाः परंब्रह्मान्वेषमाणा एष हवैतत्सर्वं वक्ष्यतीति तेह समित्पाणयो भगवन्तं पिप्लाद मुपसन्नाः ॥ १ ॥

આ સમયે ભારદ્વાજ ગોત્રિ સુકેશારૂષિ, ૧ તથા શિવરાજાના પુત્ર સત્ય કામ રાજરૂષિ, ૨ તથા ગર્ગ ગોત્રિ સૌર્યાયણી રૂષિ, ૩ તથા સૂર્યપુત્ર આશ્વલાયન ગૌત્રિ કૌશલ્યરૂષિ, ૪ તથા ભૃગુ ગોત્રિ વૈદર્ભિરૂષિ, ૫ તથા કાત્યાયન ગોત્રિ કબન્ધીરૂષિ, ૬ જેઓ એકજ બ્રહ્મને માનનારા અને બ્રહ્મનિષ્ટ તથા પરબ્રહ્મના તત્વજ્ઞાનની શોધ કરતા તે રૂષિ ગણો હવનના સમિત્ હાથમાં લઇને તે વખતના સૌથી મોટા અને પ્રસિદ્ધ આચાર્ય જે પૂજ્ય ગુરૂ પિપ્લાદ રૂષિ મહારાજ હતા, તેને બ્રહ્મજ્ઞાનના વક્તા જાણીને પ્રશ્ન પુછવાના હેતુથી તેમના સન્મુખ આવી બેસતા હવા. ૧.

तान्ह सऋषिरुवाच--भूय एव तपसा ब्रह्मचर्येण श्रद्धया संवत्सरं सवत्स्यथ यथाकामं प्रश्नान्पृच्छत यदि विज्ञास्यामः सर्वं हवो वक्ष्यामइति ॥ २ ॥

તે રૂષિયોના મનની વાત પિપ્લાદ મુનીએ પોતાના ઉત્તમ ધ્યાન યોગના બળથી જાણીને રૂષિજનો પ્રત્યે બોલ્યા કે યદ્યપિ તમો બ્રહ્મચારિ તથા તપસ્વિ છો, તથાપિ એક સંવત્સર સુધી મારી પાસે બ્રહ્મચર્ય અને તપયુક્ત શ્રદ્ધા સહિત રહો, તો પછી જે કાંઇ હું જાણું છું તે બ્રહ્મજ્ઞાન વિષયક આપને ઇચ્છાનુકુળ પ્રશ્નોના ઉત્તર નિવેદન કરી સર્વ કહી સંભળાવીશ. ૨.

अथ कबन्धी उवाच—अथ कबन्धी कात्यायन उ-

पेत्य पप्रच्छ। भगवन्कुतो हवाइमाः प्रजाः प्रजायन्त इति. ॥ ३ ॥

ગુરૂ આજ્ઞાથી સર્વ રૂષિયો બ્રહ્મચર્ય અને તપ તથા શ્રદ્ધાયુક્ત ર- હિને ગુરૂની સેવા કરી, ત્યાર પછી કાત્યાયન ગોત્રિ કબન્ધી રૂષિયે ગુરૂની પાસે આવીને પ્રશ્ન પુછયો કે—હે વિદ્યા ઐશ્વર્ય યુક્ત ગુરૂજી મહારાજ! આ વિવિધ પ્રકારની સૃષ્ટિ જોવામાં આવે છે તે સઘળી પ્રજા કોના વડે પેદા થાય છે? ૩.

पिप्लादोवाच—तस्मै सहोवाच प्रजाकामो वै प्रजा- पतिः सतपोऽतप्यत सतपस्तप्त्वा समिथुन मुत्पादयते। रयिंचप्राणं चैत्येतौमे बहुधा प्रजाः करिष्यत इति ॥ ४ ॥

કબન્ધીના પ્રશ્નને ઉત્તર આપતાં પિપ્લાદ મુની બોલ્યા કે—સઘળી પ્રજાઓના સ્વામિ પરમાત્મા છે, તેમની સૃષ્ટિની પેહેલાં જ્યારે સૃષ્ટિ નહિ હતી ત્યારે કલ્પની શરૂઆતમાં જીવોના કર્મ ફળો ભોગવવાને વાસ્તે સૃષ્ટિ ઉત્પન્ન કરવાને સ્વભાવિક ઇચ્છા ( ઇક્ષણા ) થઇ અર્થાત્ ઇશ્વરે તપ યાને ધ્યાન કર્યું; કેમકે વિચાર કર્યા વગર કોઇપણ વિદ્વાન્થી કાર્ય થતું નથી તો પછી વિવિધ પ્રકારની આ સૃષ્ટિની રચના વિશે ઇશ્વર વિચાર નહિ કરે એ વાત અસંભવ છે, જેથી પરમાત્માએ ધ્યાન વડે વિચાર્યું કે હું કેવા પ્રકારની પ્રજા બનાવું કે જેનાથી ફરી ફરીને અનેક પ્રકારની પ્રજા બની રહે, એવા વિચારથી પ્રથમ એક જોડું રયિ તથા પ્રાણનું ઉત્પન્ન કર્યું; અ- ર્થાત્ ભોગ્ય અને ભોક્તા નામવાચ્ય એવા બે ભેદ કર્યા, એ બેઉ મારી કામના યુક્ત વિધવિધ પ્રકારની પ્રજા ઉત્પન્ન કરશે. ૪.

आदित्यो हवै प्राणो रयिरेव चन्द्रमारयिर्वा एत- त्सर्वं यन्मूर्तं चामूर्तं चतस्मान्मूर्ति रेवरयिः ॥ ५ ॥

આદિત્ય-વ્યાપક જે સૂર્ય તે જેના વડે વિપળાદિરૂપ કાળની ગ- તિના વિભાગ હોય છે, તે સૂર્ય પ્રાણ શક્તિ છે; કેમકે સૂર્ય વિના કોઇ પણ પ્રાણિ જીવી શકે નહિં એટલા માટે જીવનના હેતુ સૂર્યનુ નામ પ્રાણ છે. અને રયિ શક્તિ છે તેનુ નામ ચંદ્રમા છે કેમકે ઓષધી વનસ્પત્યાદિ જેટલી ભોગ્ય વસ્તુ છે, તે સઘળાને આનંદ આપનાર રયિશક્તિ છે; અ-

ર્થાત્ આ સંપૂર્ણ જગતને વિષે જે કાંઈ સ્થૂળ સૂક્ષ્મ દેખાવમાં આવે છે તથા નથી દેખાતું તે સઘળુ રવિ રૂપ ભોગ્ય શક્તિ ચંદ્રમા છે. ૫.

**अथाऽऽदित्य उदयन्य त्प्राचीं दिशं प्रविशाति तेन प्राच्यान्प्राणान्रश्मिषु संनिधत्ते । यद्दक्षिणां यत्प्रतीचीं यदुदीचीं यदधो मदूर्ध्वं यदन्तरा दिशोयत्सर्वं प्रकाशयाति तेन सर्वान्प्राणान्रश्मिषु संनिधत्ते ॥ ६ ॥**

ભોગ્ય શક્તિ રૂપ જે ચંદ્રમા છે, તેના અસ્ત થવા પછી રાત્રિ વીત્યાબાદ ભોકતૃશક્તિ પ્રાણ રૂપ સૂર્ય, પૂર્વ દિશામાં પ્રકાશિત થાય છે. પ્રથમ પૂર્વ દિશાએ ભોગ્ય શક્તિ ચંદ્રમાને આનંદિત કરી વનસ્પત્યાદિના જીવનને પોતાની રશ્મિમાં ધારણ કરે છે; અર્થાત્ પુષ્ટ કરે છે. એ હેતુથી સૂર્યનુ નામ પ્રાણ છે. પૂર્વ દિશામાં થઇને દક્ષિણ દિશામાં જે ભોગ્ય શક્તિ કૃત વનસ્પત્યાદિ છે, તેના પ્રાણને પણ પોતાની રશ્મિમાં ધારણ કરે છે, એટલે પોતાના તેજથી ગરમી પહોંચાડી પુષ્ટ કરે છે. તેવે પ્રકારે પશ્ચિમ ઉત્તર નીચે ઉપર દિશાઓની વચમાં અર્થાત્ ઇશાનાદિ દિશાઓને વિશે પણ જે કાંઈ પ્રાણ છે, તે સઘળાને સૂર્ય પોતાના પ્રકાશથી પ્રકાશિત કરી પોતાની જ્યોતીમાં સઘળાને ધારણ કરીને પોષણ કરે છે, તાત્પર્ય એ છે કે જે કાંઇ આ જગતમાં પેદા થાય છે, તે સઘળાની રક્ષા સૂર્યથી થાય છે, કારણ કે સૂર્યની ગરમી અને ચંદ્રમાની શીતળતા નહિ હોય તો સંસારમાં કોઇની ઉત્પત્તિ અને પાલણ કદાપિ થઇ શકતું નથી, તથા અન્તમાં નાશ પણ એ બેઉનાથીજ થાય છે; તેથી કરીને સર્વેનુ કારણ એ બે છે અને પરમાત્માએ પણ સર્વ પેહેલાં એ બેને પેદા કીધા છે તથા એમનાથીજ સઘળી પ્રજા રચાઇ છે. ૬

**स एष वैश्वानरो विश्वरुपः प्राणोऽग्निरुदयते । तदे तद्दचाऽभ्युत्कम् ॥ ७ ॥**

સૂર્ય સઘળાનો એ પ્રકારે પોષણ કરનાર હોવાથી વૈશ્વાનર કહેવાય છે, અને પોતાના તેજવડે સમ્પૂર્ણ જગત્માં પ્રકાશમાન હોવાથી વિશ્વરૂપ પણ કહેવાય છે, તથા સર્વના જીવનનું કારણ હોવાથી પ્રાણશક્તિ ભોકતૃરૂપે પણ એ સૂર્ય છે, તથા સઘળાના નાશનું કારણ છે તેથી અગ્નિ પણ

સૂર્ય છે જે ઉદય થાય છે. ૭

**विश्वरुपं हरिणं जात वेदसं परायणं ज्योतिरेकं तपन्तम् । सहस्त्ररश्मिः शतधावर्तमानः प्राणः प्रजाना मुदयत्येष सूर्यः ॥ ८ ॥**

સહસ્ત્ર કીરણોવાળા તથા સહસ્ત્રો પ્રકારથી સર્વમાં વ્યાપિ રહેલા સર્વે જીવોના જીવનરૂપ જે સૂર્ય છે, તે ઉદય થાય છે; અને તે પોતાના તેજવડે સઘળે વ્યાપિ રહેલો વિશ્વરૂપ કીરણોવાળો સાક્ષાત્ અગ્નિરૂપે જ્યોતિર્મય તપે છે તે સૂર્યને સૌનો આશ્રય જાણો. ૮.

**संवत्सरो वै प्रजापतिस्तस्यायने दक्षिणं चोत्तरंच। तद्यै हवै तदिष्टा पूर्तेकृत मित्युपासते ! ते चान्द्रमसमेव लोकमभिजयन्ते । तएव पुनरावर्तन्ते तस्मादेते ऋषयः प्रजाकामा दक्षिणं प्रतिपद्यन्ते । एष हवै रायिर्यः पितृयाणः ॥ ९ ॥**

સંવત્સર કે જેનાથી કાળની ગતિનો વિભાગ જણાય છે એવું જે વર્ષ છે તે પણ પ્રજાપતિ કહેવાય છે. કેમકે વરસરૂપી કાળને વિશે ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ સઘળુ થાય છે. તેથી કરીને વર્ષને પ્રજાપતિ કહ્યો છે. તે વરસના બે ભેદ છે, એક દક્ષિણાયન તથા બીજો ઉત્તરાયન છે, એ બે પ્રકારના માસોમાં જે દક્ષિણાયનને વિશે ઇષ્ટાપૂર્ત યજ્ઞાદિક કર્મો, વાવ, કુવા, ધર્મશાળા ઇત્યાદિ બંધાવવાના કામને મોક્ષ આપનાર કૃત્ય સમજીને કરાય છે, પણ દક્ષિણાયન કર્મો મોક્ષ આપતાં નથી, પરંતુ પરોપકારી કર્મના ફળ ચન્દ્રલોકને વિશે પ્રાપ્ત થાય છે, ભોગ્ય પદાર્થ અન્નાદિ તેમને મળે છે, અર્થાત્ ઉત્તમોત્તમ સુખના સાધન ભોગવીને આ સંસારને વિશે આવાગમનરૂપી જન્મ મરણને પામે છે; વાસ્તે ઋષિગણો, જેમની એવી ઇચ્છા હોય કે હમારા પુત્ર પૌત્રાદિક સન્તાન તથા ઐશ્વર્યની હમોને પ્રાપ્તિ થાઓ એવું ચાહે છે તે લોકો શ્રૌત, સ્માર્ત કર્મો કરીને ચંદ્ર લોકને પ્રાપ્ત થાય છે; એવું પ્રસિદ્ધ છે કે આજે રવિ અર્થાત્ ચંદ્રમા છે, વા દક્ષિણાયન માસો છે તે પિતરોનો એટલે સ્વાર્થ કર્મોના લાભનો રસ્તો છે. ૯

अथोत्तरेण तपसा ब्रह्मचर्येण श्रद्धया विद्ययाऽऽत्मानमन्विष्याऽऽदित्यमभिजयन्ते । एतद्वै प्राणानामायतनमेतदमृतम भयमे तत्परायण मेतस्मान्न पुनरावर्तन्त इत्येषनिरोधस्तदेष श्लोकः ॥ १० ॥

એ પછી જે લોકો ઉત્તરાયણ સૂર્યમાં તપશ્ચર્યા તથા બ્રહ્મચર્યાશ્રમ શ્રદ્ધાથી સેવન કરી વેદાદિ શાસ્ત્રનું પઠન પાઠન કરે છે તેઓ આત્મજ્ઞાનને પ્રાપ્ત થાય છે. એવા મનુષ્યો પોતાને જીવાત્મા જાણીને મોક્ષનો માર્ગ જે સૂર્યલોક છે તેને પામે છે; કેમકે મુક્ત જીવો સૂર્ય લોકથી પણ પવિત્ર થયે પરમાત્માને વિષે મળે છે. પૂર્વોક્ત પરમાત્મા કેવા છે કે, સઘળા પ્રાણિમાત્ર તથા સૂર્યચંદ્ર એ સર્વને આધારરૂપ છે, જે જન્મ મરણાદિથી રહિત નિર્ભય જ્ઞાની જનોની એક પરમગતિનું સર્વોત્તમ કારણ છે, તે કારણ સ્વરૂપને જાણીને સર્વ મનુષ્યો આવાગમનથી રહિત થાય છે. એ પ્રકારે જે આત્મજ્ઞાન છે, તે નહી હોવાને લીધે માણસ કદી મોક્ષના ભાગી થતા નથી, અર્થાત્ સર્વ સુખની પ્રાપ્તિ તથા મોક્ષનું સાધન આત્મજ્ઞાન છે. ૧૦

पञ्चपादं पितरं द्वादशा कृतिं दिवआहुः परे अर्धे पुरीषिणम् । अथे मे अन्य उपरे विचक्षणं सप्तचक्रेषडर आहुरार्पित मिति ॥ ११ ॥

સંવત્સરરૂપ જે પ્રજાપતિ અર્થાત્ સૂર્ય છે, તેની પાંચ ૠતુ છે તે પાદ સ્થાનિય છે; અર્થાત્ બબ્બે માસની સંખ્યાથી છ ૠતુ હોય છે, પણ અહીં હેમંત અને શિશિર ૠતુને એકઠી માની પાંચ ૠતુરૂપ પદવાચ્ય છે, અર્થાત એ ૠતુઓ વડે જે સૂર્યના વિભાગ ઉત્તરાયન, દક્ષિણાયન હોય છે. વાસ્તે ૠતુઓ છે તેને પાદસ્થાનિય કહે છે તથા ચૈત્રાદિક જે બાર મહિના છે તે સૂર્યના સ્વરૂપ છે, તેમજ સૂર્ય સંપૂર્ણ જગતનો પાલન કર્તા હોવાથીજ તે સર્વના પિતા છે તથા અંતરીક્ષનો ઉપરનો જે અર્ધ ભાગ છે, અર્થાત્ ઉપલા અંશ વિશે જળરૂપે સ્થિત રહ્યું છે, એમ વિદ્વાનોએ કહ્યું છે; તે જળ વરસાદનું કારણ હોવાથી સૂર્યને જળરૂપ કહ્યા છે, વળી અન્ય વિદ્વાનો એવું કહે છે કે સપ્ત લોક જે ભૂર્ભુવઃ ઇત્યાદિ છે, તે પૈડાંની પેઠે ચક્ર છે, તેમાં છ ઋતુ

રૂપે આરા લાગ્યા છે, જેમને આધીન તે વળગી રહેલા છે, તે પ્રકારે સૌનો આધાર આ દશ્ય જગતને જણાવનારો સૂર્ય છે તે સ્થિત છે. ૧૧.

मासो वै प्रजापतिस्तस्य कृष्णपक्ष एवरयिः शुक्लः प्राणस्तस्मादेते ऋषयः शुक्लइष्टं कुर्वन्तीतर इतरस्मिन् ॥ १२ ॥

એ રીતે બાર મહિના છે તે પણ પ્રજાપતિ છે, અને દરેક માસમાં જે કૃષ્ણ પક્ષ છે તે રયિ અર્થાત અન્ન છે, તથા શુકલ પક્ષ છે તે પ્રાણ અર્થાત ભોકતા છે, એ કારણથી રૂષિગણો આ શુકલ પક્ષને વિશે વેદોનું પઠન પાઠન, યજ્ઞ યાગાદિ કર્મ કરે છે, તથા બીજા મનુષ્યો જેઓ વેદને જાણતા નથી તેવા જનો કૃષ્ણ પક્ષને વિશે કર્મો કરે છે, તાત્પર્ય એ છે કે–જે લોકો પરમાર્થ સાધનને અર્થે યજ્ઞ કરે છે તે શુકલ પક્ષ, અને સંસાર સુખ ઇચ્છનારા કૃષ્ણ (ગૌણ) માર્ગના કર્મો કરે છે. ૧૨.

अहोरात्रो वै प्रजापतिस्तस्या हरेवप्राणो रात्रिरेव रयिःप्राणंवाएते प्रस्कन्दन्तियेदिवारत्या संयुज्यन्ते ब्रह्मचर्यमेव तद्यद्रात्रौरत्या संयुज्यन्ते ॥ १३ ॥

તેમજ દિવસ તથા રાત્રિને પણ પ્રજાપતિ કહે છે, દિવસને પ્રાણ અને રાત્રિને રયિ કહે છે, જે પુરૂષ દિવસમાં ભોગ્ય શક્તિ કે જે સ્ત્રીરૂપ છે, તેમાં ભોકતૃશક્તિ પ્રાણને જોડે છે, તો ભોકતૃશક્તિ પ્રાણહિન થાય છે; અને જે લોકો રયિ ભોગ્યશક્તિ રાત્રિ છે તેમાં જે ભોગ્યશક્તિ રૂપ સ્ત્રી છે તેનો સંયોગ કરે છે તે પુરૂષ બ્રહ્મચારિજ છે, તાત્પર્ય એવું છે કે દિવસનો સંયોગ તનક્ષિણ, બલહિન, મનમલિન થઇને મનુષ્યો રોગી બનીને નિર્વંશી થાય છે; માટે જે પુરૂષ રૂતુકાલા ભિગામી અર્થાત માસિક ધર્મના પાછલા સોળ દિવસમાંના આઠ દિવસ છોડી બાકી દિવસમાં મનુજીના કહ્યા પ્રમાણે અતમ પત્ની સહ રાત્રિને સમય ભોગ લે છે તે બ્રહ્મચારી છે, પ્રતિ દિવસનો સ્વપત્ની સંગપણ વ્યભિચાર છે. ૧૩.

अन्नं वै प्रजापतिस्ततोहवै तद्रेतस्तस्मादिमाःप्रजाः प्रजायन्तइति ॥ १४ ॥

અન્ન જે કે ઘહું, ચોખા, જવ ઈત્યાદિ છે, તેને પ્રજા પતિ કહે છે; કેમકે અન્ન વગર કોઇ પણ પ્રાણિ જીવી શકતું નથી એ વાત પ્રસિદ્ધ છે, કે અન્નથી વિર્ય પેદા થાય છે અને વિર્યથી પ્રજા ઉત્પન્ન થાય છે, તાત્પર્ય એ છે કે અન્ન વડેજ મનુષ્યોના જીવનનો આધાર છે, અન્ન શબ્દથી અહીં માત્ર ચોખા વિગેરેનું ગ્રહણ થતું નથી. પરંતુ જે જે પ્રાણિયોનો જે આહાર છે, તે વસ્તુ અન્નવાચક છે. ૧૪.

तद्येहवै तत्प्रजापति व्रतंचरान्ति ते मिथुनमुत्पादयन्ते। तेषामेवैष ब्रह्मलोको येषांतपो ब्रह्मचर्य्येषु सत्यं प्रतिष्ठितम्॥ १५ ॥

જે લોકો ઉપર કહ્યા પ્રમાણે પ્રજાપતિનું વૃત કરે છે. અર્થાત્ સ્વ પત્ની સાથે શાસ્ત્રાનુસાર વર્તે છે, તેને પ્રજાપતિવૃત કહે છે; એવા વૃત ધારિ પુરૂષ ઉત્તમ પુત્ર તથા કન્યા ઉત્પન્ન કરે છે, અને એથી ઉલટું ચાલનારને વર્ણસંકર પ્રજા પ્રાપ્ત થાય છે, તથા ધર્મ માર્ગિ લોકોને બ્રહ્મચારિ આશ્રમનુ ફળ મળે છે; અને તપસ્યા તથા બ્રહ્મચર્યાશ્રમ, પોતાની સ્વકર્મોની કર્ત્તવ્યતા સમજે છે, તથા મન, વચન, કર્મથી સત્યનું સેવન કરે છે, અર્થાત સુ આચરણ કરતા જાય છે તેવા લોકોને પરમેશ્વરનું જ્ઞાન મોક્ષ મળે છે. ૧૫.

तेषामसौ विरजो ब्रह्मलोको नयेषुजिह्ममनृतं नमायाचेति ॥ १६ ॥

તેથી મનુષ્યોએ અસત્ય વ્યવહાર કરવો નહિં તથા જે લોકો માયાવિનથી અર્થાત છળ કપટથી વ્યવહાર કરતા નથી તેઓને શુદ્ધ સનાતન બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે; તાત્પર્ય એ છે કે સત્યપંથ ઉપર જેઓ ચાલે છે અને સત્યનારાયણ સનાતન બ્રહ્મની પૂજા, પ્રાર્થના, ઉપાસના, અસત્ય વ્યવહાર છોડીને કરે છે તેજ પુરૂષ આ જન્મમાં સાચા સુખ તથા ઉત્તમ કીર્ત્તિના ભોગિ થઇને પરજન્મમાં બ્રહ્માર્ણવના અધિકારી થાય છે. ૧૬,

इति श्री ब्रह्मविद्यायां सत्यनारायण कथायां कबन्धी पिप्लाद संवादे प्रथमो अध्यायः समाप्तः ॐ

## ॥ अथद्वितियोऽध्याय प्रारंभः ॥

## ॥ वैदर्भि उवाच ॥

अथहैनं भार्गवो वैदर्भिःप्रपच्छ। भगवन्कत्येवदेवाः प्रजांविधारयन्ते कतरएतत्प्रकाशयन्तेकः पुनरेषां वरिष्ठ इति ॥ १ ॥

કબન્ધી રૂષિની પછી ભૃગુગોત્રિ વૈદર્ભિનામે રૂષિ પિપ્લાદ રૂષિ મહારાજને પુછતા હતા કે હે ભગવન્ વિધા ઐશ્વર્ય યુક્ત આ શરિરને કેટલા દેવતા (ઇન્દ્રિયો) ધારણ કરે છે, તથા એ મધ્યે કેટલા પ્રકાશિત છે, અને તે સર્વને વિશે કોણ શ્રેષ્ઠ છે? તે કૃપા કરીને કહો. ૧

## ॥ पिप्लाद उवाच ॥

तस्मै सहोवाचाऽऽकाशो हवा एषदेवो वायुरग्निरापः पृथिवी वाङ् मनश्चक्षुः श्रोत्रंच तेप्रकाश्या भिवदन्ति वयमेतद्वाण मवष्ट भ्यविधारयामः ॥ २ ॥

પિપ્લાદ રૂષિ મહારાજ તે વૈદર્ભિ રૂષિ પ્રત્યે બોલ્યા કે આ શરિરને વિશે આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી એ પાંચ દેવતા છે; તથા મન, આંખ, કાન, નાક આદિ પાંચ જ્ઞાનઇંદ્રિયો છે; તથા વાણિ આદિ પાંચ કર્મ ઇંદ્રિયો, એ પણ આ શરિરને વિશે દેવતા છે; ઉક્ત ઇંદ્રિયગણ દેવતા-લોક આ શરિરને વિશે કાર્ય કારણ રૂપથી પ્રગટયા છે; તેઓને એવો અ-હંકાર થયો કે હમો આ શરિર રૂપિ ખંભને ધારણ કરીએ છૈએ. ૨

तान्वरिष्टः प्राणउवाच। मामोहमापद्यथा हमे वै तत्पञ्चधाऽऽत्मानं प्रविभज्यै तद्वाण मवष्टभ्य विधारयामीति तेऽश्रद्धाना बभूवुः ॥ ३ ॥

તે સમયે તેઓ દેવતાને વિશે સર્વથી શ્રેષ્ટ પ્રાણ છે, તે ઇન્દ્રિયોગણ પ્રત્યે બોલ્યો કે—તમો લોકો મોહને પ્રાપ્ત નહિં થાવ, અર્થાત અભિમાન

કરો નહિં કે મારા વડેજ આ શરિર ધારણુ થયું છે, હું મારાજ આત્માના પાંચ પ્રકારના વિભાગ કરીને આ શરિર રૂપી સ્થુળને પકડી ધારણુ કરૂં છું. ૩

सोऽभिमानादूर्ध्व मुत्क्रमत इव तस्मिन्नुत्क्राम त्यथेतरे सर्व एवोत्क्रामन्ते तस्मि ँ श्च प्रतिष्ठमाने सर्वएव प्रातिष्ठन्ते। तद्यथा मक्षिका मधुकरराजान मुत्क्रामन्तं सर्वा एवोत्क्रामन्ते तस्मि ँ श्च प्रतिष्ठमाने सर्वा एव प्रतिष्ठन्त एवं वाङ् मनश्चक्षुः श्रोत्रं च ते प्रीताः प्राणं स्तुवन्ति ॥४॥

પ્રાણુ દેવતાની એવી વાત સાંભળી, પરંતુ તે વિશે ઈંદ્ર દેવતાઓને વિશ્વાસ આવ્યો નહિં તેથી તે લોકોના વિશ્વાસને અર્થે મહા પ્રાણુ દેવતાએ ઉપર (ઉર્દ્ધ્વ) સંકોચ કર્યો, અર્થાત જે પ્રકારે પ્રાણુ નીકળી જાય છે તદ્વત અવસ્થા કરી, ત્યારે તો સઘળી ઇંદ્રિયો શીતળ બની રહી; પુનઃ જ્યારે પ્રાણુદેવતા પોતાના સ્થાન વિશે બિરાજમાન થયા કે સઘળી ઇંદ્રિયો ચેતન બની રહી; મધપૂડાના વિશે સહસ્ત્રો મધમાખ રહે છે, તેઓ મધ્યે એક રાજા હોય છે; આ રાજાના રહ્યાથી મધપૂડા ઉપર સઘળી માખીઓ રહે છે, અને રાજાના ઉડી જવાથી સર્વ માખીઓ ઉડી જાય છે; એ પ્રકારે ઇંદ્રિયોની વ્યવસ્થા છે. જ્યાં સુધી પ્રાણુવાયુ આ શરિરને વિશે રહે છે, ત્યાં સુધી સઘળી ઇંદ્રિયો પોતપોતાના કર્મો કરે છે, જ્યારે પ્રાણુ દેવતા આ શરિર વિશેથી નીકળી જાય છે ત્યારે સઘળી ઇંદ્રિયો ચેતન રહિત વ્યર્થ થઇ જાય છે; એ પ્રમાણે પ્રાણુ દેવતાનું સામર્થ્ય વાણિ, ચક્ષુ, શ્રોત્ર, ઇત્યાદિ ઇંદ્રિયોએ જાણ્યું ત્યારે પ્રાણુ દેવતાની સ્તુતિ પ્રસંશા ઇંદ્રિય ગણો કરવા લાગ્યાં ૪.

एषोऽग्निस्तपत्येष सूर्यएष पर्जन्यो मघवानेष वायुरेष पृथिवी रयिर्देवः सदसच्चा मृतंचयत् ॥ ५ ॥

ઇન્દ્રિયો કહે છે કે—આ પ્રાણુ દેવતા અગ્નિ તથા સૂર્ય રૂપ છે, અને વરસાદનું કારણુ મેઘરૂપ પણુ એજ છે. અર્થાત મહાપ્રાણુ રૂપિ સમર્થ સૂર્ય વડે વરસાદ વરસે છે, તથા એ ઇંદ્રિ એટલે વિજળી છે, વાયુ, પૃથ્વી, ચંદ્રમા, ઇત્યાદિ જે કાંઇ સ્થુળ સૂક્ષ્મ છે તે પ્રાણુ દેવતાનું બળ છે; તથા જે અમૃત કારણુભૂત, અથવા તો જે અમૃત મોક્ષ છે તે પણુ એજ છે. ૫

अराइव रथनाभौ प्राणे सर्वं प्रतिष्टितम् । ऋचो-
यजूंषि सामानि यज्ञः क्षत्रंब्रह्म च ॥ ६ ॥

જે પ્રકારે પૈડાને વિશે જુદાં જુદાં આરા, પૂઠિયાં રહેલા છે તથા ધરિને આશ્રય છે, તેવી રીતે જે કાંઇ આ સંસારમાં છે, તે સઘળુ પ્રાણુને વિશે સ્થિત છે; ઋગ્વેદ યજુર્વેદ, સામવેદ, વેદત્રયિના પઠનથી અન્તર્ગત અથર્વ વેદ, અગ્નિહોત્રાદિ યજ્ઞ, બ્રાહ્મણ, ક્ષત્રિ, આદિ ચારે વર્ણોએ સઘળું આ પ્રાણુને વિશે સ્થિત છે. ૬

प्रजापतिश्चरासि गर्भेत्वमेव प्रतिजायसे । तुभ्यंप्राण
प्रजास्त्वि माबलिंहरन्तियः प्राणैः प्रतितिष्ठसि ॥ ७ ॥

હે પ્રાણ ! આપ ઇન્દ્રિય રૂપ પ્રજાના પતિ છો, સ્ત્રીઓના ગર્ભને વિશે પણ તમો વિચરો છો, તમો જે જન્મ લો છો, તથા આપની પ્રજા (હમો ઇંદ્રિયગણો) આપ પ્રાણ પ્રભુને બળિદાન ભાગ આપીએ છીએ; અર્થાત હમારા સુખ દુઃખાદિ પાપ પુણ્યના કર્મ ફળોનું તત્સંબંધી જ્ઞાનને તમો જાણો છો, તથા દશ વિધ પ્રાણોની અને ઇંદ્રિયોની સાથે આ શરિરને વિશે આપસ્થિત છો. ૭

देवानामसि वह्नितमः पितृणां प्रथमा स्वधा । ऋ-
षीणां चरितं सत्यमथर्वाङ्गिरसामसि ॥ ८ ॥

સર્વ યજ્ઞાદિ દેવતાને વિશે પ્રશંસિત અગ્નિ જે હોત દ્રવ્યને ગ્રહણ કરવા વાળો છે, તે આપ છો. પિતરો આર્થાત જ્ઞાનિ લોકોને તૃપ્તિ કરવાના નિમિત્ત જે સ્વધા શબ્દ છે તત્વાચ્ય પણ આપ છો. અથર્વાંગિરસ અર્થાત સત્યાચરણ કરનારા રૂપિ જનો છે, તેમને વિશે જે સત્ય છે, તે આપ છો. ૮.

इन्द्रस्त्वं प्राणतेज सारुद्रोऽसि परिरक्षिता । त्वमन्त
रिक्षेचरासि सूर्यस्त्वं ज्योतिषां पतिः ॥ ९ ॥

હે પ્રાણ !! સ્વપ્રતાપથી આપ ઇંદ્ર છો, સઘળી પ્રજાને રડાવનાર અર્થાત આપ જ્યારે આ શરિરને વિશેથી નિકળી જાઓ છો—અન્તર્ધાન થાઓ છો, ત્યારે મૃતક પ્રાણિના જેટલા સંબંધિ છે તેઓ રડે છે એટલા

માટે આપ રૂદ્ર કહેવાઓ છો, તથા સર્વના રક્ષક પણ છો, અંતરિક્ષને વિશે સઘળા તારાગણોના આપ પતિ હોઇને આપની પૂર્ણ કલા પ્રત્યક્ષ સૂર્ય સ્વરૂપથી તમો તપો છો. ૯.

यदा त्वमभि वर्षस्यथेमाः प्राणते प्रजाः। आन्द रुपास्तिष्टान्ति कामायान्नं भविष्यतीति ॥ १० ॥

હે પ્રાણ રૂપ સૂર્ય તમે જ્યારે મેઘ રૂપે વર્શા કરો છો ત્યારે આપની સમ્પૂર્ણ પ્રજા આનંદથી રહે છે, તથા અન્ન પણ ઉત્પન્ન થાય છે, તાત્પર્ય કે જ્યારે સૂર્યની કૃપાથી વૃષ્ટિ થાય છે અને વરસાદથી અન્ન પાકે છે તો જ સંસારને વિશે આનન્દ થાય છે.-૧૦.

व्रात्यस्त्वं प्राणैकऋषि रत्ताविश्वस्य सत्पतिः। वय माद्यस्य दातारः पितात्वं मातरिश्वनः ॥ ११ ॥

હે પ્રાણ !! આપ સંસ્કાર રહિત અર્થાત્ શુદ્ધ છો, જુઓ કે મન દ્વારા જીવને જ્ઞાન થાય છે કે હું પ્રાણવડે જીવું છું, મારૂં મર્ણ પ્રાણ જવાથી છે, જેથી જણાય છે કે રસ્મિરૂપ જીવથી પરે પ્રાણ નિર્લેપ અને શુદ્ધ છે, જીવો અનેક કર્મ બંધનવાળા અલ્પજ્ઞ હોવાથી તેનાથી સ્થૂળ છે, વાસ્તે પ્રાણાગ્નિ પ્રભૂની પ્રાર્થના પૂર્વક ખોળ (શોધ) કરનારા ઉત્તમ મનુષ્યો છે, તથા એકર્ષિ નામવાળો એ પ્રાણ છે અને સૂર્યાગ્નિ રૂપે સર્વહુત દ્રવ્યનો ભોક્તા છે, વિશ્વના નિત્ય રક્ષણ કરવાવાળા યતિ સ્વામિ આપ છો, ઇન્દ્રિયો કહે છે કે આપ પ્રાણ પૂરૂષોત્તમને ભોગ્ય પદાર્થો હમે સંપૂર્ણ કરીએ છીએ તથા સંપૂર્ણ વાયુના અર્થાત્ દશ વિધિ પ્રાણોના રક્ષક પિતા પણ આપજ છો. ૧૧

याते तनूर्वाचि प्रतिष्टिता याश्रोत्रे याचचक्षुषि। याचमन सिसंतता शिवां तांकुरुमोत्क्रमीः ॥ १२ ॥

હે પ્રાણ !! અપાન રૂપ મુર્તિમય શરિર આપનુ વાણિને વિશે છે, વ્યાન રૂપ મુર્તિ કાનને વિશે છે, પ્રાણ રૂપે આંખને વિશે છે, તથા સમાન રૂપથી આપની મુર્તિ સંકલ્પ વિકલ્પ રૂપ મનને વિશે વિસ્તૃત છે. તે સઘળાનું આપ કલ્યાણ કરો અર્થાત્ તેમને શાન્ત રાખો કે શરિરને વિશેથી નિકળી શકે નહિં. ૧૨

प्राणस्येदं वशेसर्वं त्रिदिवे यत्प्रतिष्ठितम्। मातेव पुत्रान्नक्षस्व श्रीश्च प्रज्ञांच विधेहि नइति ॥ १३ ॥

હે પ્રાણ!! આ સંસારને વિશે જે કાંઈ છે તથા સ્વર્ગમાં જે કાંઇ સુખ છે તે આપનાજ વશમાં છે; માતા જેમ પુત્રની રક્ષા કરે છે તેવી રીતે હે પ્રાણ આપ હમો સર્વ મંડળની રક્ષા કરો તથા શ્રી-શોભા અ-ર્થાત્ લક્ષ્મી, સારા ગુણવાળી પ્રજા, અને બુદ્ધિ વિગેરે સદ્‌ગુણ સમ્પત્તિ હમ લોકોને કૃપા કરીને આપો, અર્થાત્ હમો ઉપર માતા સમાન શ્રેયસ્કર થઇને પુત્રવત્ હમારૂં પાલનપોષણ વિધવિધ કળાઓવડે કરી પ્રેય કરો. १३

इतिश्री ब्रह्म विद्यायां सत्यनारायण कथायां द्वि-तियोध्यायः समाप्त. ॐ



## ॥ अथ तृतीयाध्यारम्भः ॥

### अथ हैनं कौशल्यश्चाऽऽश्वलायनः प्रपच्छा

### ॥ कौशल्यवाच ॥

भगवन् कुतएष प्राणो जायते कथमाया त्यस्मि-
ञ्शरीर आत्मानं वा प्रविभज्य कथं प्रतिष्टते केनोत्क्रमते
कथंबाह्यमभिधत्ते कथमध्यात्म मिति ॥ १ ॥

અર્થઃ આશ્વલાયન ગોત્રિ કૌશલ્ય રૂષિએ પ્રશ્ન કર્યો કે, હે વિદ્યા એ-શ્વર્ય યુક્ત પિપ્લાદ મહારાજ, આ પ્રાણાત્મા ક્યાં ઉત્પન્ન થયો, તથા આ શરિરને વિશે કેવે પ્રકારે આવે છે, તથા પોતે વિભાગવડે અવયવને વિશે કેવી રીતે સ્થિત છે, અને કયી રીતે આ શરિરથી બહાર નીકળી જાય છે, બાહ્ય વૃત્તિ ચક્ષુરાદિ ઇંદ્રિયો અધિભૂત છે, તથા પાંચ પ્રાણો અધ્યાત્મ છે, તેમને કયે પ્રકારે ધારણ કરે છે, ? ઇત્યાદિ યથાર્થ કહો. ૧

### ॥ पिप्लाद उवाच ॥

तस्मै सहोवाचाति प्रश्नान् प्रच्छासि ब्रह्मिष्ठोऽसीति
तस्मात्तेऽहं ब्रवीमि ॥ २ ॥

તે માટે પિપ્લાદ રૂષિ બોલ્યા કે, તમે સૂક્ષ્મ ગૂઢ પ્રશ્નો કરો છો, તમારા પ્રશ્નોથી માલમ થાય છે કે આપની ભક્તિ બ્રહ્મ તથા વેદોને વિશે છે, વાસ્તે હું તમારા પ્રશ્નોના ઉત્તર આપું છું કેમકે ઉત્તરને યોગ્ય જીજ્ઞાસુ પુરૂષ છો, અર્થાત્ વૈખરી વાણિનો મર્મ મન બુદ્ધિથી મેળવી જાણી શકો છો. ૨

आत्मन एष प्राणोजायते। यथैषा पुरुषे छायैतस्मिन्ने
तदाततं मनोकृते नाऽऽया तस्मिञ्शरीरे ॥ ३ ॥

આત્માથી આ પ્રાણુ ઉત્પન્ન થાય છે, જેવી રીતે અગ્નિનો અંગાર તથા સૂર્ય રશ્મિ—જ્યોત—કિર્ણુ, તેમજ પુરૂષની છાયા ઉત્પન્ન થાય છે, અને તેનેજ વિશે રહે છે; તે પ્રકારે આ પ્રાણુ આત્માથી ઉત્પન્ન થઇને પ્રાણુ વ્યાપિ રહેલો છે. તથા જેવા સંકલ્પ વિકલ્પાત્મક કર્મ કરી રહે છે તે અનુકુળ આ શરિરમાં પ્રાણુની વીજળી પ્રગટ થાય છે; આથી પ્રસિદ્ધ જણાય છે કે—મન મંદિરમાં બિરાજમાન દૈવજ્ઞ દૈવને દેખનારા જીવનું પવિત્ર મન થયે વાસુદેવમાં વસે છે, અર્થાત્ આત્મજ્ઞાન પામે છે, ને કૃતિ તેવું શરિર થાય છે. ૩

**यथा सम्राडेवाधिकृतान्विनियुङ्क्ते। एतान्ग्रामा नेता न्ग्रामा न धितिष्टस्वेत्येवमे वैषप्राणः । इतरान्प्राणा न्पृथगेव सांनिधत्ते ॥ ४**

જેવી રીતે ચક્રવર્તિ રાજા પોતાના રાજ્યથી ખંડિયા નાના નાના રાજાઓને તે તે પ્રમાણુના રાજ્ય પાલણુને અર્થે નિયુકત કરે છે અને કહે છે કે તમો આ રાજ્યોના તથા આ ગામોના અધિપતિ છો તેની રક્ષા કરો એવી રીતે મુખ્ય પ્રાણુ કે જે આ શરિરને વિશે છે, તે અન્ય પ્રાણોને ચક્ષુરાદિ ઇંદ્રિયોને વિશે પૃથક પૃથક વિભાગ વહેંચી સર્વને સ્વયમ ધારણુ કરે છે. ૪.

**पायूपस्थेऽपानं चक्षुः श्रोत्रे मुखनासिकाभ्यां प्राणः स्वयं प्रातिष्ठते मध्येतुसमानः। एषह्येतध्दुतमन्नं समंनयति तस्मादेताः सप्तार्चिषोभवन्ति ॥ ५ ॥**

હવે વિભાગનો ક્રમ કહે છે.—પાયુ (વિષ્ટા ત્યાગનુ સ્થાન—ગુદા) ઉપસ્થ (લિંગ ઇંદ્રિય) એ બન્નોને વિશે અપાન વાયુ પ્રતિષ્ટિત કરી, આંખ, કાન, મુખ, નાસિકાને વિશે પોતે પ્રાણુ નામથી પ્રતિષ્ટિત રહ્યો છે. તથા શરિર મધ્યે નાભિમાં સમાન વાયુ છે, સમાન વાયુ ખાધેલા ખોરાકના અન્ન તથા પિધેલા જળને સમાન એટલે બરાબર પોતપોતાના સ્થાન ઉપર લેઇ જઇ આપે છે. અને જઠરાગ્નિને વિશે પહોંચાડી સઘળો રસ સમસ્ત શરિરમાં વ્યાપ્ત હોઇને નેત્ર, કાન, નાક તથા વાણિદ્વાર—મુખ, એ સાત છિદ્રને વિશે સાત પ્રકારની જવાળા થાય છે. ૫

हृदि ह्येष आत्मा। अत्रैतदेकशतं नाडीनां तासां शतं शतमेकैकस्यां द्वासप्ततिर्द्वासप्ततिः प्रतिशाखा नाडीसहस्राणि भवन्त्यासु व्यानश्चरति ॥ ६ ॥

આ શરિરના હૃદય કમળને વિશે આત્મા (જીવ) રહે છે, તથા એ હૃદય સ્થાનપર ૧૦૧ નાડી છે, તે નાડીઓમાંથી એકેક નાડીના ૧૦૦ સો ભેદ કરવાથી ૧૦૧૦૦ શખા રૂપ નાડીઓ છે; જે મૂળ શાખા રૂપ નાડી છે, તેમાં ફરીથી એકેક શાખામાં ૭૨૦૦૦ બોતેર હજાર નાડી છે, એમ શાખા પ્રતિ શાખાના હિસાબે સંપૂર્ણ નાડીઓની સંખ્યા ૭૨૭૨૧૦૨૦૧ છે; તે સઘળી નાડીઓને વિશે વ્યાન વાયુ ધુમે છે. ૬

अथैकयोर्ध्वउदानः पुण्येनपुण्यं लोकंनयति पापेन पापमुभाभ्यामेव मनुष्यलोकम् ॥ ७ ॥

તે પછી, એ નાડીઓ વિશે સુષુમ્ણા નામે ઉપર જનારી વચ્ચે નાડી છે, તે સુષુમ્ણા નાડીમાં ઉદાન વાયુ છે, તે પગથી લેઇને મસ્તક પર્યંત ધુમ્યા કરે છે તથા એ ઉદાન વાયુ પુણ્યાત્મા લોકોને પુણ્ય લોક પ્રાપ્ત કરે છે, પાપિયોને નર્ક અર્થાત નાના પ્રકારના દુઃખ ભોગ યોનિયોમાં પ્રાપ્ત કરે છે, જ્યારે બરાબર પાપ પુણ્ય હોય ત્યારે મનુષ્ય શરિર મળે છે, તાત્પર્ય એવું છે કે—પાપીજન નિચકર્મ કરવાવાળા મહાનિકૃષ્ટ દુઃખ ભોગવે છે, મધ્યમ શ્રેણી સામાન્ય મનુષ્યો હોય છે, તથા યોગિજનો પ્રાણાયામ આદિ ઉત્તમ ક્રિયાથી યોગાભ્યાસ સિદ્ધ કરે છે ને ઉર્ધ્વરેતા, ઉચ્ચ ભાવનાથી બ્રહ્મચારિ છે તેમનો પવિત્ર જીવાત્મા સુષુમ્ણા નાડી દ્વારા મસ્તક ભેદિને બ્રહ્મરંધ્ર ફોડિ બહાર નીકળે છે તથા સ્વર્ગના સુખભોગને વાસ્તે જાય છે, અને જેઓ વિષયીજન છે તેમનો પ્રાણાત્મા અધો ભાગ દ્વારા કે અન્ય છિદ્રોથી નીકળીને મહત્ દુઃખ રૂપ નર્કને પ્રાપ્ત થાય છે. ૭

आदित्यो ह वै बाह्यः प्राणउदयत्येषह्येनं चाक्षुषंप्राणमनुगृह्णानः। पृथिव्यां या देवता सैषापुरुषस्या पानमवष्टभ्यान्तरा यदाकाशः ससमानो वायुर्व्यानः ॥ ८ ॥

આ પ્રસિદ્ધ બાહ્ય સાકાર પ્રત્યક્ષ સૂર્ય અંતઃકરણ રૂપિ શરિરને વિશે મહા પ્રાણથી પ્રાણ રૂપે ઉદય પામે છે. ( કેમકે—'**सूर्य आत्मा जगतस्त स्थुषश्च**' આ સ્થૂળ સૂક્ષ્મ રૂપે જે કંઇ જગત છે તે સૂર્ય રૂપ આત્માથી વ્યાપ્ત છે; અર્થાત જગતમાં સૂર્યાત્મા વ્યાપક છે અને જગત્ સૂર્યમાં વ્યાપ્ય છે. ) ચક્ષુમાં સ્થિત જે પ્રાણ છે તે ચક્ષુનો ગૃહણ કરનાર પ્રકાશક સૂર્ય ઘુમે છે, જો સૂર્યની સહાયતા નથી હોતી તો આંખોવડે દેખી શકાતુ નથી; તથા પૃથ્વિમાં જે ભૌતિક અગ્નિ પુરૂષ અપાન વાયુ રૂપથી ગુદા ઇંદ્રિયમાં છે, તેનાથી પકડીને લોક લોકાન્તર વ્યક્તિઓને ખેંચતા હવા સ્થિત છે; તથા પ્રાણ, અપાન વિશે જે આકાશ છે ત્યાં સમાન વાયુ રહે છે; અને વ્યાન વાયુ ઘુમે છે; અર્થાત્ આ શરિર સૂર્યવા અગ્નિ તથા આકાશની સહાયતાવડે સ્થિત છે: તથા આ શરિરને વિશે સ્થુળ, સૂક્ષ્મ, કારણ—જાગૃત, સ્વપ્ન, શુષુપ્તિ દશામાં ઉક્ત ત્રણે–સૂર્ય, અગ્નિને આકાશ ( ઉદાન, સમાન તથા વ્યાન ) દેવતા સ્થિત છે; અર્થાત્ નેત્રમાં સૂર્યની શક્તિ છે, ગુદા ઇંદ્રિયમાં અગ્નિ છે, તથા એ બંન્નેને વિશે ઊદરમાં આકાશાત્મા સ્થિત રહ્યું છે. ૮

**तेजो हवैउदान स्तस्मादुप शान्ततेजाः।–पुनर्भव मिन्द्रियैर्मनसि संपद्यमानैः ॥ ९ ॥**

જે સામાન્ય તેજ છે તે ઉદાન વાયુ રૂપે કંઠ સ્થાનમાં રહે છે, એ ઉદાન વાયુ જીવાત્માને બહાર કાઢીને લઇ જાય છે, ત્યારે આ શરિર મરિ જાય છે, અને ધનંજય વાયુ રૂપે મૃતક શરિરમાં રહીને લાશને શબને ફુલાવે છે; પુનઃસંકલ્પ વિકલ્પાત્મક મનને વિશે રહેલી જે સૂક્ષ્મ ઇંદ્રિયો છે તેની સંઘાતે પોતાના કૃત કર્માનુસાર ઉદાન વાયુ, સમાન તથા વ્યાન સહ બીજા શરિરને ધારણ કરે છે, અર્થાત્ શરિરને પ્રાપ્ત હોય છે તેને લોકો પ્રેત કહે છે એટલે પ્રયત્નથી અન્ય શરિર બનતુ હોવાનું બતાવે છે. ( આથી સ્પષ્ટ થાય છે કે અસત્ય વાસના રૂપી જુઠાં કર્મોના સંકલ્પો ત્યાગવા અવશ્ય છે. ) ૯

**यच्चित्त स्तेनैष प्राणमायाति प्राणस्तेजसायुक्तः। सहाऽऽत्मना यथासंकल्पितं लोकंनयति ॥ १० ॥**

આ જીવાત્મા જ્યારે શરિરથી નીકળી છુટે છે ત્યારે જેવી વાસના કસ્તુરી, કપુરના ડબ્બાની માફક સૂક્ષ્મ મનને લાગિ રહે છે, તે પ્રકારે કર્મોનુ ફળ ચિત્ત, ઇંદ્રિયોની સાથે પ્રાણુને આશ્રય લેછે. પ્રાણુ એ તેજોમય રહ્યા છે, તે જીવાત્માને ઉપરના કારણોથી શુભા શુભ કર્મોના અનુસારે લોક લોકાન્તરની પ્રાપ્તિ કરે છે; આથી અન્ય પ્રાણીના કર્મો બીજાને શ્રેય નથી, પોતાનાજ કર્મોના ભોક્તા સઘળા જીવો છે માટે વેદોક્ત ક્રિયા આચરણુ મનુષ્યોને શ્રેય છે. ૧૦

यएवं विद्वान् प्राणंवेद । नहास्य प्रजाहीयतेऽ मृतोभवति तदेष श्लोकः ॥ ११ ॥

જે યોગિજન એ પ્રકારે પ્રાણુને જાણીને રક્ષા કરે છે, અર્થાત દિવસના મૈથુનાદિ દુરાચાર નહિ કરે અને પ્રાણુને ભલીરીતે બ્રહ્મચર્યાશ્રમમાં રહિને ગૃહસ્થાશ્રમ પાળે છે, તેમની પ્રજાનુ મોત થઈ વંશ છેદન થતું નથી તથા યોગ યુક્ત પુરૂષ મરણુ બાદ મોક્ષ ભાગિ થાય છે. ૧૧.

उत्पत्ति मायतिंस्थानं विभुत्वं चैवपञ्चधा । अध्यात्मं चैवप्राणस्य विज्ञाया मृतमश्नुत इति ॥ १२ ॥

જે મનુષ્ય ઇશ્વરથી પ્રાણુની ઉત્પત્તિ તથા કર્માનુસાર શરિરને વિશે પ્રાણુનુ આવવું તથા વ્યાપક હોવાથી સઘળી ઇંદ્રિયોમાં નિવાસ છે તથા પ્રાણુ અપાન આદિ પાંચ પ્રકારથી બહાર, તથા ઇંદ્રિય રૂપે શરિરની ભીતર જીવાત્માનો નિવાસ જાણે છે, તે મનુષ્ય મુવા પછી મોક્ષને પામે છે. અન્તનુ બે વાર વાક્ય કહીને ગ્રંથ કર્તા અધ્યાય સમાપ્તિ બતાવે છે. ૧૨.

इति ब्रह्मविद्यायां सत्यनारायण कथायां तृतियोऽध्यायः समाप्तः ॐ



## ॥ अथ चतुर्थ्याध्यायारंभः ॥

### सौर्य्यायणाउवाच ॥

अथहैनं सौर्यायणीगार्ग्यः प्रपच्छ।

भगवन्ने तास्मिन् पुरुषेकानि स्वपन्ति, कान्यस्मिन् जाग्रति, कतरएषदेवः स्वप्नान्पश्यति, कस्यैतत्सुखंभवति, कस्मिन्नु सर्वे संप्रतिष्ठिताभवन्ति ॥ १ ॥

અર્થઃ ગર્ગ ગોત્રિ સૌર્યાયણીએ પ્રશ્ન પુછયો કે—હે ભગવન્! આ શરિરને વિશે કોણ સુતું છે, કોણ જાગે છે, તથા આ ઇંદ્રિય મન સંબંધી શરિરને વિશે કયો દેવતા સ્વપ્ન જુએ છે, તથા સંપૂર્ણ સુખ કોને હોય છે, તેમજ સઘળી ઇંદ્રિયો રૂપિ મન કોને વિશે સ્થિત છે, અર્થાત્ કોના આધારે છે? ૧.

तस्मै सहोवाच। यथागार्ग्य मराचयोऽर्कस्यास्तंगच्छतः सर्वाएतस्मिंस्तेजो मण्डलएकीभवन्ति। ताःपुनः पुनरुदयतः प्रचरन्त्येवंहवै तत्सर्वंपरेदेवे मनस्येकीभवति। तेनतर्ह्येष पुरुषो न श्रुणोति न पश्यति न जिघ्रति न रसयते न स्पृशते नाभिवदते नाऽऽदत्ते नाऽऽन्दयते न विसृजते नेयायते स्वपिती त्याचक्षते ॥ २ ॥

તે ગાર્ગ્ય જોડે પ્રસિદ્ધ એવા ગુરૂ પિપ્લાદ રૂષિ બોલ્યા કે જેવી રીતે સૂર્યના કિર્ણો સૂર્યના અસ્ત થવાથી સઘળાં કિર્ણ સૂર્યમાં તેજોમય મંડળને વિશે એકત્ર થઇ અસ્ત થઇ જાય છે, તથા ઉદય થવા પર પુનઃ સઘળાં કિર્ણો ફેલાઇ જાય છે; તે પ્રકારે આ પ્રસિદ્ધ ઇંદ્રિયો છે, તથા મન છે, અને મનના જે વિષય છે તે સઘળા અતિ સૂક્ષ્મ એક મનમાં લીન થઇ જાય છે; તે કારણથી સુતેલા મનુષ્ય તથા સમાધિસ્થ મનુષ્ય કાંઇ સાંભળતા નથી, કશું દેખતા નથી, કંઇ સુગંધ, દુર્ગંધ માલમ પડતી નથી, જીહવાથી કશો સ્વાદ લેતા નથી, સ્પર્શ ક્રિયા જણાતી નથી, વિષયાનંદ

થતો નથી, તથા લીંગને ગુદા ઇંદ્રિય દ્વારા મળ મૂત્રનો ત્યાગ કરાતો નથી, પગવડે ચલાતુ નથી, એવી સ્થીતિના પૂર્વોક્ત પુરૂષને, સર્વ જાગૃત અવસ્થાના લોકો સૂતો છે તથા સમાધિસ્થ છે એવું કહે છે. ૨

**प्राणाग्नय एवैतस्मिन् पुरेजाग्रति। गार्हपत्यो हवा एषोऽपानो व्यानोऽन्वाहार्य पचनो यद्गार्हपत्यात्प्रणीयते प्रणयनादा हवनीयः प्राणः ॥ ३ ॥**

આ મનુષ્ય શરિરના ત્રણ આશ્રમોને વિશે ત્રણ પ્રકારનો અગ્નિ રહે છે, જે પ્રાણાગ્નિ સૂતેલા તથા સમાધિસ્થ મનુષ્યના શરિરમાં જાગતો છે, બ્રહ્મચર્યા શ્રમને વિશે બ્રહ્મચારિ પોતાના પ્રાણ રૂપિ અગ્નિને વીર્ય્ય રક્ષા તથા ઉધ્યોપાર્જનાથી પુષ્ટ કરે છે તથા અગ્નિ હોત્રાદિ કરવાથી આ અગ્નિનુ નામ અહવનીય અગ્નિ છે; હવે પ્રાણાગ્નિને વિશે જેઓ વિષયાદિક વૃત્તિની પ્રતિદિન આહુતી કરે છે, જેથી આ પ્રાણ રૂપી અગ્નિનુ નામ આહવનીય અગ્નિ છે, તથા વિવાહ સમયે જે અગ્નિમાં સ્ત્રી પુરૂષ વૈદીક રીતિ પ્રમાણે બન્નોજણ હોમ હવન કરે છે તે અગ્નિનુ નામ 'ગાર્હપત્યાગ્નિ' છે; તેને અપાન વાયુ રૂપ પ્રાણ પણ કહે છે, તથા વાનપ્રસ્થાશ્રમને વિશે અગ્નિ હોત્રાદિ કરવાથી રક્ષણ કરેલા અગ્નિનુ નામ "અન્વાહાર્ય પચન' છે; જેના સેવનથી વ્યાન વાયુ પ્રબળ હોય છે તે દક્ષિણાગ્નિ છે; ઉક્ત ત્રણે પ્રકારેનો પ્રાણાગ્નિ છે તે ત્રણે આશ્રમને વિશે સૂતેલા મનુષ્યના શરીરમાં જાગૃત હોય છે. ૩

**यदुच्छ्वास निश्वासावेता वाहुतीसमं नयतीतिस समानः। मनोहवाव यजमान इष्टफलमेवोदानः सएनं यजमान महरहर्ब्रह्म गमयति ॥ ४ ॥**

મનુષ્યના શરિર મધ્યે અર્થાત્ નાભિને વિશે સમાન વાયુ છે, તેની ક્રિયા એવી છે કે—શ્વાસને ઉપર લઈ જવો, તથા ઉપરથી નીચે આહુતી સમાન લઇ આવે છે તેથી એનુ નામ સમાન વાયુ છે, ને જીવાત્માને શયન રૂપ યજ્ઞ કરાવે છે, તેમાં શ્વાસ પ્રશ્વાસ આહુતી છે; તથા ઉદાન વાયુ મનુષ્યોને સંચિત કર્માનુસાર ફળ આપવાવાળો છે, અર્થાત્ ઉદાન વાયુ, શયનસ્થ વા સમાધિસ્થ પુરૂષ યજમાન છે ( જાગૃત પ્રાણાગ્નિ ) તેને દિન

પ્રતિદિન બ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે; તાત્પર્ય એ છે કે જ્યારે મનુષ્ય ગાઢ નિંદ્રામાં પ્રાપ્ત થાય છે તથા સમાધિ દશામાં હોય છે, તથા રજોગુણ તમો ગુણને છોડિ કેવળ સત્વગુણ પ્રધાન હોય છે ત્યારે દિન પ્રતિદિન બ્રહ્મને પ્રાપ્ત થાય છે. ૪

**अत्रैषदेवः स्वप्ने महिमानमनुभवाति । यद्दृष्टंदृष्ट मनुपश्यति श्रुतं श्रुतमेवार्थं मनुश्रृणोति देशदिगन्तरैश्च प्रत्यनुभूतं पुनःपुनः प्रत्यनुभवाति दृष्टं चा दृष्टं च श्रुतं चाश्रुतं चानुभूतं चाननुभूतं चसच्चासच्च सर्वं पश्यति सर्वः पश्याति ॥ ५ ॥**

આ પૂર્વોક્ત શયનકાળમાં જીવાત્મા જ્ઞાની છે, તે દેવ છે; જે સ્વપ્નને વિશે પોતાને વશ ઇંદ્રિયોના વિષયોને દેખે છે, જાગૃત અવસ્થામાં જે કાંઇ જુવે છે તે સ્વપ્નકાળમાં પુનઃ દેખે છે, તથા જાગૃત અવસ્થામાં સાંભળ્યું છે તેના અર્થને સ્વપ્નમાં સાંભળે છે. જે જે દિશાઓમાં જાગૃત મનુષ્ય ગમન કરે છે અથવા અનુભવ કર્યા કરે છે તે તે દેશોમાં પુનઃ પુનઃ જાય છે તથા અનુભવ કરે છે, કોઇ વેળા એવું પણ હોય છે કે-જોયું, સાંભળ્યું નથી તથા નહી કંઈ ગયા આવ્યા કે વિષયનો અનુભવ કર્યો હોય તે સઘળાને જ્ઞાનિ પુરૂષ (જીવાત્મા) દેખે છે, સ્વપ્નકાળે સઘળુ જુએ છે. ૫

**सयदा तेजसाऽभिभूतोभवाति । अत्रैषदेवः स्वप्नान्न पश्यथ तदैतस्मिञ्शरीर एतत्सुखंभवाति ॥ ६ ॥**

આ પૂર્વે કહેલો જીવાત્મા ગાઢ નિંદ્રાને વશ હોય છે ત્યારે પરમાત્માને પ્રાપ્ત થાય છે તે સમયે કોઈ પ્રકારના સ્વપ્નાદિને કદાપિ દેખતા નથી તથા આ શરિરમાં પરમાત્મા સંબંધી સુખને ભોગવે છે. ૬

**सयथासोम्य वयांसि वासोवृक्षं संप्रातिष्टन्ते । एवंहवैतत्सर्वं परआत्मनि सप्रातिष्ठते ॥ ७ ॥**

હે સોમ્ય ગુણજ્ઞ પ્રિય શિષ્ય ? ?—એવા સંબંધન યુક્ત પિપ્લાદ ઋષિ બોલ્યા કે—જે પ્રકારે કાગડા આદિ પક્ષિયો ઉડતાં ઉડતાં જ્યારે થાકી

જાય છે, ત્યારે સઘળાં વૃક્ષપર બેસી જાય છે, એ પ્રકારે આ પ્રસિદ્ધ જે કાંઇ સ્થુળ સૂક્ષ્મ છે તે સઘળુ પરમાત્માને વિશે બેસે છે, બેહુ હતુ અને અન્તમાં બેશી રહેશે. ૭.

**पृथिवीच पृथिवीमात्राचाऽऽपश्चाऽऽपोमात्राच तेजश्चतेजोमात्राच वायुश्च वायुमात्राचाऽऽकाशश्चाऽऽकाशमात्राच चक्षुश्च द्रष्टव्यं चश्रोत्रं चश्रोतव्यं चघ्राणं चघ्रातव्यं चरसश्च रसयितव्यं चत्वक्क स्पर्शयितव्यं चवाक्चवक्तव्यं च हस्तौचाऽऽदातव्यं चोपस्थश्चाऽऽनन्दयितव्यं च पायुश्च विसर्जयितव्यं चपादौ चगन्तव्यं चमनश्चमन्तव्यं चबुद्धिश्चबोद्धव्यं चाहंकारश्चाहंकर्त्तव्यं चचित्तं चचेतायितव्यं चतेजश्च विद्योतयितव्यंच प्राणश्च विधारयितव्यंच ॥ ८ ॥**

**ભાવાર્થ:**—આ બધું જે કહ્યું છે તેનું જ વિવેચન આ શ્રુતિમાં કર્યુ છે. એમ તો સંસારમાં બીજા અનેક પદાર્થ છે જેનું માત્ર નામ સ્મરણુ કરતો રહે તોપણુ પાર પામી શકતો નથી. પરંતુ મહર્ષિ પિપ્લાદ નિચે લખેલી ચાર જાતોમાં એ સઘળાનો સમાવેશ કરીને “સાગરને ગાગરમાં” સમાવી દે છે. પહેલી જાતિમાં પૃથ્વી, અપ, તેજ, વાયુ અને આકાશ; એ પાંચની સૂક્ષ્મતા.

આખું પ્રાકૃત જગત્ સમષ્ટિ રૂપથી એમાં (ઉપરના પંચ ભૂતમાં) આવી જાય છે. બીજી શ્રેણીમાં પાંચ ‘જ્ઞાનેન્દ્રિય’ અને પાંચ તેના વિષયો અને કર્મેન્દ્રિય અને પાંચ તેનાં કર્મ જોડાયલાં છે. બધું જગત હોવા છતાં કદાચ જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય ન હતે તો તે શું જ્ઞાન અને કર્મ વિના આ સૃષ્ટિનો પ્રવાહ એક દિવસ પણુ ચાલી શકતે? કદાપી નહિ !! ત્રીજી શ્રેણીમાં મન વિગેરે ચાર અંતઃકરણુ છે. આંખ હોવા છતાં જો મન ન હોય તો આપણે કાંઇ જોઇ શકીએ? કાન હોવા છતાં જો બુદ્ધિ ન હોય તો શું તેનાથી કાંઇ આપણે સાંભળી શકીએ? વાણી હોવા છતાં જો ચિત્ત ન હોય તો શું તેનાથી કાંઇ લાભ લેઇ શકતે? કાંઇ નહિ, કોઇ દહાડો નહિ. ચોથી શ્રેણીમાં તેજ રૂપ પ્રાણુ રાખેલા છે જે આ શરિરના પ્રકાશક અને વિધારક છે. મન આદિ અંતઃકરણુ હોવા છતાં જો પ્રાણુ નહિં હતે તો શું તેનાથી આપણે કાંઇ મનન ચિંતન કરી શકતે? કદાપિ નહિ.

બસ એ ચાર શ્રેણીનું જગત્ ઉત્તરોત્તર એક બીજાની અપેક્ષા રાખે છે, સુષુપ્તિ અથવા સમાધિમાં (જેમ રાત્રિમાં પક્ષિયો વૃક્ષનો આશરો લે છે) આત્મામાં જ્યાં (જે એનુ માત્ર એક જ આધાર છે) સ્થિરતા પકડે છે. ૮

**एषहिदृष्टा स्पृष्टा श्रोताघ्राता रसयिता मन्ताबोद्धा कर्त्ताविज्ञात्मा पुरुषः। सपरेऽक्षर आत्मनि सप्रातिष्टते॥९॥**

જે આ જોવાવાળો, સાંભળવાવાળો, સ્પર્શ જાણવાવાળો, સુંઘવાવાળો, સ્વાદ લેવાવાળો, વિચાર કરવાવાળો, ભણુવાવાળો, તથા કર્મોનો કરવાવાળો જે વિજ્ઞાન આત્મા પુરૂષ છે તે પુરૂષ, સર્વથી મહત્, નાશ રહિત, નિર વિષેશ પરમાત્માને વિશે ત્રણે કાળમાં સ્થિત છે. ૯.

**परमेवाक्षरं प्रतिपद्यते सयोहवै तदच्छायम शरीर मलोहितं शुभ्रमक्षरं वेदयते यस्तुसोम्य। ससर्वज्ञः सर्वो-भवति तदेषश्लोकः ॥ १० ॥**

હે પ્રિય શિષ્ય! જે યોગિજન આ પરમાત્માને નાશ રહિત છે, તથા પરછા વિનાનો નિરાકાર છે, લાલ, પિળો આદિ રંગથી વર્જીત શુદ્ધ અવિ-નાશી છે; એવું જાણે છે તથા માને છે, તે લોકો શુદ્ધ પરમાત્માને પામે છે, અને એ યોગિજન જ્યારે તેમાં મળે છે ત્યારે તે મુક્ત જીવ સઘળા તત્વોને જાણવા લાગે છે; અગાડીનો મંત્ર પણ એવુંજ કહે છે. ૧૦

**विज्ञानात्मा सह देवैश्च सर्वैः प्राणाभुतानि संप्राति-ष्टन्तियत्र। तदक्षरं वेदयते यस्तु सोम्य स सर्वज्ञः सर्व मेवाऽऽविवेशोति ॥ ११ ॥**

હે શિષ્ય! આજે વધારે જાણુવાવાળો જીવાત્મા છે, તે સઘળી ઇં-ન્દ્રયો તથા પ્રાણો તથા પ્રથિવ્યાદિ પંચ ભૂતોની સંઘાતે જે પરમાત્માને વશો સ્થત રહેલો, રહે છે, અને રહેશે, એ પ્રકારે જે મનુષ્યો જાણે છે, તેનો જીવાત્મા પુરૂષ સર્વજ્ઞ હોઇને સોમ્યગુણસહ પરમાત્માને વશે મળે છે.૧૧

**इति श्री ब्रह्मविद्यायां सत्यनारायण कथायां चतु-र्थोऽध्यायः समाप्त. ॐ**



## ॥ अथ पंचमोध्यारंभः ॥

सत्यकाम उवाच—अथहैनं शैब्यःसत्यकामःप्रपच्छ सयो हवै तद् भगवन्मनुष्येषु प्रायणान्तमोंकार मभिध्यायीत। कतमं वाव स तेनलोकं जयतीति ॥१॥

ચોથા પ્રશ્નનો ઉત્તર સાંભળીને પશ્ચાત શિવિનો પુત્ર સત્ય કામ ઋષિ પ્રસિદ્ધ ગુરૂ પિપ્લાદ સાથે બોલ્યા કે—હે મહર્ષિ ! મનુષ્ય લોકો મધ્યે જે કોઇ મનુષ્ય મરણ પર્યંત ओ३म्કારનું ધ્યાન કરે છે, તે મનુષ્ય ॐકારનાં ધ્યાનથી પૃથિવ્યાદિ પ્રસિદ્ધ લોકોને વિશે કયા કયા લોકમાં નિશ્ચયપૂર્વક અધિકાર મેળવીને રહે છે. ૧

## ॥ पिप्लाद उवाच ॥

तस्मैसह उवाच। एतद्वै सत्यकामपरं चा परंच ब्रह्म यदोंकारः। तस्माद्विद्वाने तेनैवाऽऽयतने नैकतरमन्वेति॥२॥

પિપ્લાદ ઋષિ બોલ્યા કે—હે સત્ય કામ ! ओ३म्કાર પદ વાચ્ય જે બ્રહ્મ છે, તેની બે પ્રકારવડે ઉપાસના છે, એક સંસારિક સુખ ભોગ પ્રાપ્ત કરનારી, તથા બીજી મોક્ષને પ્રાપ્ત કરાવનારી; એવી બે પ્રકારની ઉપાસનાનું નામ પરા તથા અપરા છે, તે બે જાતના ફળને આપનારી બન્નો ઉપાસના મધ્યે જેવી ઉપાસના મનુષ્ય કરે છે, તેને તેવે પ્રકારે અર્થાત્ પરા જે પ્રાણુ પોષક ચૈતન્યની ઉપાસના કરે છે, તથા અપરા તે અજ્ઞાન અંધકાર જડ પ્રકૃતિના ઉપાસક છે, તેઓને જેવી રીતે ભક્તિ ભાવ હોય છે, તે જે પ્રકારને મરણુ પછી પ્રાપ્ત થાય છે. ૨

सयद्येकमात्र मभिध्यायीत सतेनैव संवेदितस्तूर्णमेव जगत्यामभिसंपद्यते। तमृचो मनुष्यलोक मुपनयन्ते सतत्र तपसा ब्रह्मचर्येण श्रद्धया संपन्नो महिमान मनुभवाति ॥३॥

ओ३म्કાર નામવાચ્ય પરમેશ્વરની એક માત્રા અકારની ઉપાસના જે ભક્તજન કરે છે, તેને अ સ્વર જેમ સઘળાં વ્યંજન પદાર્થોમાં વ્યાપેશ્વર છે એવું ધ્યાન થશે, તે મનુષ્ય ઉત્તમ જ્ઞાન સારી રીતે જાણિ કરીને મ-

રણુ પછી આ સંસારને વિશે જન્મ પામી સઘળાં ઐશ્વર્ય યુક્ત થાય છે, તે ઋગવેદ રૂપી એક માત્રા ઉત્તમ મનુષ્ય જાતીમાં પ્રાપ્ત કરે છે, તેથી તપશ્ચર્યા, બ્રહ્મચર્ય, તથા શ્રદ્ધા યુક્ત થઇને પૂર્ણ પરમેશ્વરના મહિમાને જાણુવાવાળો થાય છે. ૩

अथयदि द्विमात्रेण मनासि संपद्यते सोऽन्तरिक्षं यजुर्भिरुन्नीयते सोमलोकम्। ससोम लोके विभूति मनु भूय पुनरावर्तते ॥ ४ ॥

એ એક માત્રા અકાર ઉકારનું ધ્યાન મનને વિશે ઇશ્વર સર્વ વ્યંજન પદાર્થોમાં અનુસ્યુત છે એમ મન વડે ઉત્તમ પ્રકારે જાણી ધ્યાનમાં લેછે, તે મનુષ્ય મરણુ બાદ શ્રેષ્ટ મનુષ્ય જન્મીને સંપૂર્ણ ઐશ્વર્યને પ્રાપ્ત થઇને ઋગવેદ યજુરવેદ રૂપી બે માત્રાના જ્ઞાન સમ્પન્નથી ઉત્તમ યજ્ઞ ક્રિયાના યોગે તે મનુષ્ય સોમ્ય ગુણુ ગ્રહણુ કરીને અંતરિક્ષ અર્થાત ચંદ્રલોક પ્રાપ્ત કરે છે, તેના શ્રેષ્ટ સુખાનુભવથી પુનઃ શ્રેષ્ટ ભાવના યુક્ત આ સંસારને વિશે જન્મધારણુ કરી તેવું સુખ ભોગવે છે. ૪

यःपुनरेतन्त्रिमात्रेणोमित्ये तेनैवाक्षरेण परंपुरुषमभिध्यायीतसतेजसि सूर्येसंपन्नः । यथापापोदरस्त्वचा विनिर्मुच्यत एवं हवैस पाप्मनाविनिर्मुक्तः ससामभिरुन्नीयते ब्रह्मलोकंस एतस्माज्जीव घनात्परात्परं पुरिशयं पुरुषमीक्षते तदे तौ श्लोकौ भवतः ॥ ५ ॥

જે મનુષ્ય બે માત્રાનુ ધ્યાન કર્યા પછી ફરીને તે ત્રણે માત્રા યુક્ત ઓ૩મ્કાર પદવાચ્ય પરમેશ્વર અકાર, ઉકાર તથા મકાર એ ત્રણે માત્રામય યથાર્થ અન્તરભણિ, જાણિને ધ્યાન કરે છે, તે મનુષ્ય મરણુ પછી અત્યુત્તમ ધ્યાનાવસ્થાન્ત સૂર્ય લોક જે મહાન્ પ્રકાશવાળા લોક છે તેને પ્રાપ્ત થાય છે; તથા જેવી રીતે સર્પ પોતાની પુરાની (જુની) ચામડિ છોડીને ઉત્તમ શરિરવાળા થઇ જાય છે, તે પ્રકારે મનુષ્યો ઓ૩મ્કારના ધ્યાનવડે સંપૂર્ણ પાપોથી છુટી જઇને સામવેદ દ્વારા પુનઃ બ્રહ્મલોક અર્થાત પરમાત્મા જે પરમ પુરૂષ સંસાર રૂપી દુઃખ સાગરથી પરે છે,

તથા હરેક જીવોને વિશે અનુપ્રવિષ્ટ વર્તમાન પરમેશ્વરને દેખે છે; આમક્ષ એ ઉમન્તો એજ વિષયને બોધે છે. ૫

तिस्रोमात्रा मृत्युमत्यःप्रयुक्ता अन्योन्यसक्ता अन विप्रयुक्ताः । क्रियासु बाह्याभ्यन्तर मध्यमासु सम्यक् प्रयुक्तासु न कम्पतेज्ञः ॥ ६ ॥

ओ३म्કાર શબ્દમાં જો કે अ, उ, म, એવી ત્રણ માત્રાઓ એક બીજા સાથે મળેલી હોવાથી એક સમયે ત્રણેયનું ધ્યાન થઇ શકે છે. પરંતુ અત્યાર લગી જીવાત્મા શરિરી છે ત્યાં સુધી ધ્યાન થઇ શકે છે, તે ધ્યાનની ક્રિયા બાહ્યાભ્યંતર દ્વારા સમ્યક્ મધ્યમ ધ્યાનાવસ્થા મરણ પછી જીવને બુદ્ધિસ્થ રહે છે, મર્ણાત બાદ ધ્યાન હોતુ નથી. એટલા માટે ત્રણેય માત્રા મૃત્યુવાળી છે; વાસ્તે ત્રણે અવસ્થા જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિને વિશે જે યોગિજન ओ३म्કારના ધ્યાનમાં પ્રયુક્ત છે, એટલે અહરનિષ અંતઃકરણથી ધ્યાન યોગમાં બુદ્ધિસ્થ જોડાય છે, તે જ્ઞાનિ પુરૂષ પોતાના કર્તવ્ય કર્મોથી ભય પામતા નથી, અર્થાત વ્યવહારમાં સતત્ ઉધમી છતાં ધ્યાન છુટે નહિ ત્યારે સમાધિના ફળને પામે છે; અન્યથા કરવાથી ફળ ભાગિ હોતા નથી. ૬

ऋग्भिरेतं यजुर्भिरन्तरिक्षं सामभिर्यत्तत्कवयो वेदयन्ते। तमोंकारेणैवाऽऽयतनेनान्वेति विद्वान्यत्तच्छान्तमजर ममृत मभयं परंचेति ॥ ७ ॥

પૂર્વોક્ત પ્રકારે યોગાભ્યાસ કરનારા વિદ્વાન યોગિજન રૂગ્વેદ જ્ઞાનપ્રણિત હોઇને આ પ્રત્યક્ષ મનુષ્ય લોકને વિશે વિચરતો હવો, યજુર્વેદ યુક્ત યજ્ઞદ્વારા અન્તરિક્ષ લોકના જ્ઞાનથી અંતઃકરણની શુદ્ધિ વડે સામવેદ દ્વારા સૂર્ય સમાન સૌમ્ય ગુણ સંપન્ન કવિ થઇને સામ વેદના કથન પૂર્વક બાહ્યાભંતર પોતાની કાયા—તનુને પૂર્ણ પ્રયત્ને ओ३म्કારમાં પ્રવેશાવે છે; તે વિદ્વાન શાન્ત, અજર, અમર, અભય, પરમલોકને જાણે છે.

આ મંત્ર બીજે પ્રકારે એવો અર્થ સૂચવે છે કે—જે માણસ ત્રણ આશ્રમોને વિશે બ્રહ્મચર્યાશ્રમ, પછી ગૃહસ્થાશ્રમ, બાદ વાનપ્રસ્થાશ્રમને વિશે યથાવત્ ओ३म्કારની ત્રણેય માત્રાના ધ્યાનનું ક્રમથી સેવન કરે છે, તે અકારવડે ઓમકાર પૂર્વક વિધાના ધ્યાનથી બ્રહ્મચર્યાશ્રમ સેવે છે;

તથા અ, ઉ બન્ને માત્રાવડે ગૃહસ્થાશ્રમને વિશે યોગ્ય કર્મ કાન્ડ કરતોરા હોઇને વિવાહોત્સવાદિ મંગળ કાર્ય કરતા હવા ત્રિજી મકાર માત્રાના મનને પૂર્વક ધ્યાનના નિદિધ્યાસના વડે યથાર્થ યોગાભ્યાસિ થયે વાનપ્રસ્થાશ્રમને સેવે છે; તથા મરણ પશ્ચાત ઋગવેદ રૂપી પ્રથમ માત્રા અકારના ધ્યાનવડે ઋગવેદ પઠન પાઠન રૂપ વાણિનો જાણવાવાળો શુભેચ્છક જન્મીને પ્રથમ આશ્રમને વિશે અજરામર—ઈશ્વરનો ધ્યાન પ્રણિત હોય છે, એટલા માટે તે પંચભૂત દ્વારા મનુષ્ય યોનિનેજ પામે છે, તથા બ્રહ્મચર્ય સેવિ વિદ્યોપાર્જન કરે છે. તથા ગ્રહસ્થાશ્રમને વિશે બે માત્રાનુ ધ્યાન કરતા હવા મરણ પછી પુનઃ કર્મકાન્ડ પ્રતિપાદક યજુર્વેદ છે તેના જ્ઞાનવડે ગૃહસ્થાશ્રમના મધ્યમ લોકના સુખને ઉત્તમોત્તમ યજ્ઞ કર્મોમાં જોડાઇ ભોગવે છે; એ પ્રકારે જેઓ ત્રણે માત્રાના ધ્યાનથી વેદત્રયિના જ્ઞાન યુક્ત ओ३म् કાર રૂપ સામવેદના સ્વર જ્ઞાન સહ સામ લોકને પ્રાપ્ત હોય છે ને વાનપ્રસ્થાશ્રમ સેવિ અત્યન્ત વિદ્વાન જ્ઞાનિ જીવાત્મા હોઇ શાન્ત, અજર, અમર, ભય રહિત પરમ મોક્ષધામ પરમાત્મા છે તેના અનન્ય સુખમાં જ્યોતિર્મય થયો પરબ્રહ્મને જાણે છે. ૭

इति श्री ब्रह्मविद्यायां सत्यनारायण कथायां पंचमोध्यायः समाप्तः ॐ



## ॥ अथ षष्टाध्यायारंभः ॥

### ॥ सुकेश उवाच ॥

अथ हैनं सुकेशा भ्वारध्वाजः प्रपच्छ । भगवन्हिरण्य नाभः कौसल्यो राजपुत्रो मामुपेत्यैतं प्रश्नमपृच्छत। षोडशकलं भारद्वाज पुरुषंवेत्थ तमहं कुमारमब्रुवं नाहमिमं वेदयद्यहमि ममवेदिषं कथंते नावक्ष्यमिति समूलो वाएष परिशुष्यति योऽनृतमभिवदति तस्मान्नार्हाम्यनृतं वक्तुंसतूष्णि रथमारुह्य प्रवव्राज तंत्वापृच्छामिक्वासौ पुरुष इति ॥ १ ॥

શૈબ્ય રૂષિની પછી ભારદ્વાજ ગોત્રિ સુકેશા રૂષિયે પ્રસિદ્ધ ગુરૂ પિપ્લાદને પ્રશ્ન પુછયો કે—હે ગુરૂવર્ય ? એક સમયે હિરણ્ય નામે કૌસલ્ય દેશના રાજાના પુત્રે મારી પાસે આવીને પ્રશ્ન પુછયો હતો કે—હે ભારદ્વાજ ! તમો ષોડશ (૧૬) કળા વિશિષ્ટ જે પુરૂષ પરમાત્મા છે તે પ્રભુને જાણો છો ? ત્યારે મેં તે કુમારને કહ્યું કે—હું જાણુતો નથી; જ્યારે હું જાણુતો હોઉં અને કહું નહિં તો માનો કે હું જુઠો છું, જે મનુષ્ય જુઠું બોલે છે તે પોતાના ધન ધાન્ય સ્ત્રી પુત્ર કલાત્રાદિક સહિત નષ્ટ ભ્રષ્ટ થઇ જાય છે વાસ્તે હું કદાપિ અસત્ય બોલવાને સમર્થ નથી, એવું વચન સાંભળીને તે રાજપુત્ર ચૂપ થઇ રથ ઉપર ચઢિ ચાલતા થયા; તે પ્રશ્ન આજ હું પુછું છું કે—આ ષોડશ કલા યુક્ત પરમ પુરૂષ કોણુ છે, તથા ક્યાં રહે છે ? ૧

### ॥ पिप्लाद उवाच ॥

तस्मै सहोवाच । इहैवान्तः शरीरे सोम्य सपुरुषो यस्मिन्नेताःषोडशकलाःप्रभवन्तीति ॥ २ ॥

તે વાસ્તે પ્રસિદ્ધ ગુરૂ પિપ્લાદ રૂષિ મહારાજ સુકેશા પ્રત્યે બોલ્યા કે હે સોમ્ય ગુણુવાન્ પ્રિય શિષ્ય, આ પ્રત્યક્ષ એવાં શરિરની ભીતર એ

ષોડશ સોમ્ય સમૃદ્ધિવાન સોળેકળા યુક્ત તે પુરૂષ છે, તેમાં સોળ કળાએ ઉત્પન્ન થાય છે. ૨

**सईक्षांचक्रे। कस्मिन्नहमुत्क्रान्त उत्क्रान्तो भविष्यामि कस्मिन्वाप्रतिष्ठिते प्रतिष्ठा स्यामीति ॥ ३ ॥**

તે સૃષ્ટિ ચક્રમાં આવેલા એવા જીવાત્માએ એવો વિચાર કર્યો કે—હું કોના નિકળી જવાથી આ શરિરને વિશેથી નિકળી જાઉં છું, તથા કોના રહેવાથી શરિરમાં ઠરી શકું છું. ૩

**सप्राणम सृजत प्राणाच्छ्रद्धां । खं वायुर्ज्योतिरापः पृथिवीन्द्रियंमनः । अन्नमन्नाद्वीर्यं तपोमन्त्राः कर्मलोकालोकेषु च नामच ॥ ४ ॥**

એ પ્રમાણે વિચાર કરતાં જીવાત્માએ એવું વિચાર્યું કે ઉક્ત અધ્યાયોના કથનાનુસાર સર્વે શકિતમાન જગદિશ્વરે પ્રથમ પ્રાણને બનાવ્યા પછી ૧ શ્રદ્ધા બનાવી છે, પુનઃ ૨ આકાશ, ૩ વાયુ, ૪ તેજ, ૫ જળ, ૬ પૃથ્વી બનાવી, ૭ ત્યારબાદ પાંચ જ્ઞાનેંદ્રિય, ૮ તથા પાંચ કર્મઇંદ્રિય, ૯ પછી ઇંદ્રિયોના રાજા—સ્વામિ મન બન્યું છે, ૧૦ તદનંતર સર્વેનું જીવનકારણ અન્ન, ૧૧ અન્નથી વીર્ય, ૧૨ અને એ થકી ઉપરાંત તપ મંત્ર, ૧૩ કર્તવ્ય કર્મ ૧૪ મૃત્યુલોકાદિ, ૧૫ તથા તેઓને વિશે નામ, ૧૬ એ રીતે સોળ કળાને ઉત્પન્ન કરી છે; તે કળાઓની ઉત્પત્તિ, પાલન અને સંહાર પણ એજ કરે છે, વાસ્તે એ ષોડશ કળાયુક્ત પરમ પુરૂષ પરમાત્મા સકળ ઐશ્વર્યવાન છે તેણે સઘળાને પેદા કર્યા છે. ૪

**सयथेमानद्यःस्यन्दमानाःसमुद्रायणाःसमुद्रं प्राप्यास्तंगच्छन्तिभिद्येतेतासां नामरुपे समुद्र इत्येवं प्रोच्यते। एवमेवास्य परिद्रष्टुरिमाः षोडशकलाः पुरुषायणाः पुरुषं प्राप्यास्तं गच्छन्ति भिद्येते चाऽऽसां नामरुपे पुरुष इत्येवं प्रोच्यते स एषोऽकलोऽमृतोभवति तदेषश्लोकः ॥ ५ ॥**

જેવે પ્રકારે અનેક નામરૂપવાળી વહેતી નદિયોનો અન્ત સમુદ્ર છે, તે નદિ વહેતી વહેતી અન્તે જ્યારે સમુદ્રમાં મળી જાય છે ત્યારે તે નદિ-

યોના ગંગાદિ નામ તથા શુક્લ કૃષ્ણાદિ રૂપ મટીને સઘળો સમુદ્ર કહેવાય છે, તે પ્રકારે આ સ્થૂળ સૂક્ષ્મ નામરૂપ સઘળાંને જોવાવાળા જીવાત્માનો સ્વામિ પરમાત્મા છે, તેને સોળ કળા છે તે સર્વનો અન્ત પૂર્ણ પુરૂષમાં હોય છે, તે સમયે સઘળુ નામરૂપથી છૂટીને પૂર્ણ પુરૂષ કહેવાય છે, અર્થાત્ અન્તે પરમાત્મા રહેછે, તે सवितुर्वरेण्यम् भर्गः એવા નિરાકાર ષોડશ કલાયુક્ત પુરૂષ પરમ પ્રભુનો રહેવાથી હું પણ આ શરિરને વિશે રહી શકું છું. જે સમયે એ વ્યાપક પુરૂષોત્તમની પ્રાણાદિ કળા આ શરિરમાંથી નીકળી જશે તો હું પણ નીકળિ જઇશ, ઇશ્વર સઘળા મનુષ્યોને વિશે અન્તર્યામિ સ્વરૂપે રહેલા છે; એ પ્રસંગમાં શ્રી કૃષ્ણજીનું એવું વચન છે કે, "ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठतिः" હે અર્જુન ઇશ્વર સઘળા જીવોના શુદ્ધ હૃદય દેશને વિશે રહે છે, જે જ્ઞાનિ યોગાભ્યાસિ લોક આપૂર્ણ પુરૂષને એવે પ્રકારે જાણે છે, તે મોક્ષ ગામી હોય છે. ૫.

**अराइव रथनाभौकला यस्मिन्प्रतिष्टिताः । तंवेद्यं पुरुषं व्वेद यथा मात्वोमृत्युःपरिव्यथाइति ॥ ६ ॥**

રથની નાભિને વિશે અર્થાત પૈડાંની નાયડીમાં જેવી રીતે આરા લાગેલા છે, તે પ્રકારે ઉપર કહેલી સોળ કળાઓની પરમાત્મા વિશે સ્થિતિ છે, તેને કોઇ તરેહનો ભય રહેતો નથી; વાસ્તે તમો મનુષ્ય લોકો એ સત્ય સનાતન અન્તર જામિ પરમેશ્વરને જાણો કે જેનાથી તમોને મૃત્યુનો ભય રહે નહિ. તાત્પર્ય એવું છે કે—પરમાત્મા આ સંસારને ઉત્પન્ન કરે છે, તેનું પાલન કરે છે, તથા અંતે સંહાર કરે છે, તે સર્વ શક્તિમાન સત્યનારાયણદેવની પૂજા, પ્રાર્થના, કથાશ્રવણ જે કોઈ મનુષ્યો કરે છે, તેઓને આ જન્મમાં સર્વ સુખ પ્રાપ્ત થાય છે અને કોઇ પ્રકારનો ભય યા કલેશ રહેતો નથી, તથા મરણ પછી પણ સુખના ભાગી થાય છે, વાસ્તે આપ સત્યજનોએ સત્યનારાયણદેવના મહિમાને જાણિ જન્મ મર્ણ રૂપિ ભયથી છુટી જાઓ. ૬

**तान्होवाचै तावदेवाहमे तत्परं ब्रह्म वेद । नातः परमस्तीति ॥ ७ ॥**

આ પ્રકારથી પ્રસિદ્ધ એવા પિપ્લાદ રૂષિ મહાત્મા, સુકેશાદિ સર્વ રૂષિજનો પ્રત્યે બોલ્યા કે એટલુંજ હું બ્રહ્મજ્ઞાનના મહાન વિષયને જાણું

છું, તથા જે પરબ્રહ્મ સત્યનારાયણ—સત્યસનાતન દેવ છે, તેની આ કથા છે, એ થકી પર અર્થાત એના વિના બીજો સનાતન બ્રહ્મ નથી તથા એના વિશે અન્ય કથા નથી. તાત્પર્ય એ છે કે બ્રહ્મ વિધાન્તરગત બ્રહ્મજ્ઞાન તથા સત્યદેવ-સત્યનારાયણ દેવની કથા છે; એનાથી ભિન્ન ન તો કોઇ પૂજ્ય પરમેશ્વર છે, તથા બીજી કથા છે. ૭

**ते तमर्चयन्तस्त्वंहिनःपिता योऽस्माकमविद्यायाःपरं पारं तारयसीति। नमः परमऋषिभ्योनमःपरमऋषिभ्यः॥८॥**

એવો વૃદ્ધ પરંપરા માર્ગ છે કે જો કોઇ ગુરૂ આચાર્ય જ્ઞાનનો ઉપદેશ વા કથા શ્રવણ કરાવે છે, તો શ્રોતાજનોએ વક્તાની પૂજા તથા સત્કાર કરવો; તેવી રીતે સુકેશાદિ જેટલા રૂષિ લોકો હતા તેઓએ મહાત્મા પિપ્લાદની પૂજા કીધી અને ધન્યવાદ આપીને કહ્યું કે મહારાજ આપે હમ લોકોને આ અજ્ઞાનના અંધકાર રૂપિ સંસાર સમુદ્રના દુઃખોથી પાર કર્યા તેથી આપ હમારા જ્ઞાનબોધક પૂજ્ય પિતા અર્થાત રક્ષા કરવાવાળા છો, વાસ્તે આપ મહન્ત રૂષિ મૂનિને હમારા નમસ્કાર હો તથા ઉક્ત મહાત્મા રૂષિજીના પરમધામ અન્તરજામિ પરમાત્માને નમસ્તે હો. ૮. જુવો કે વ્યવહારમાં રાજ્ય પ્રબંધના બંધનથી છૂટવા અનેક પ્રકારના દ્રવ્યવ્યય વડે પ્રયત્ન કરે છે, પરંતુ સત્યનો પ્રચાર સાંભળી ભવકૂપના સર્વ બંધનથી છૂટવાને સત્ય પ્રયત્ન કોઇક જ મનુષ્ય કરે છે; વિશેષ લક્ષ આપવું ઘટે છે કે-આ સત્ય કથાના પ્રસંગને ધ્યાનમાં લઈ અન્ય મનુષ્યો પણ ઉત્સાહિ થશે.

**ॐ भद्रं कर्णेभिरिति शान्तिः ॐ॥**

**ॐ इतिश्री सुकेशादि ऋषिगण तथा पिप्लाद संवादे अथर्ववेदीय प्रश्नोपनिषदे ब्रह्मविद्यायाम् सत्यनारायण कथायाम् षष्ठोध्यायःसमाप्तः ॐशान्तिः ॐशान्तिःशान्तिः**

# વૈદિક ધર્મ-પુસ્તકના પ્રચાર માટે સગવડ.



૦) સામાજીક પ્રોત્સાહ, વા થીઓસોફી તંત્ર.

૦)≈ સ્વર્ગમાં મહાસભા, વા, સબજેકટ કમિટિ.

૦)≈ આર્યસંવત, વા આર્યવર્ત્તનો ઇતિહાસ.

૦)≈*અંકગણિત શિક્ષણ ક્રમ, વા આર્ય સંવત.

૦)≈ ભારતોન્નતિ, વા ઉન્નતિનું દ્વાર.

૦)ાામૂર્તિપ્રકાશ, વા શ્રાદ્ધની આવશ્યકતા.

૦)ા સ્વદેશ વસ્તુ પ્રચાર, વા પુરાણની ઉત્પત્તિ.

૦)ા સમાજના નિયમોપનિયમ વા વેદ શું છે?

૦)ા મહાયજ્ઞવિધિ, વા સંધ્યા–આ સટની કિમત માત્ર દશ આના; પોસ્ટેજ બે આના.—*ગાયકવાડ સરકારે ઇનામ લાયબ્રેરી સારૂ મંજુર કરી છે.

૦)ાા બ્રહ્મચર્ય, ૦)ાા ગાયત્રી મંત્ર વ્યાખ્યા, ૦)૦ પ્રણવ વ્યાખ્યા, ૦)ા સ્વદેશ વસ્તુ પ્રચાર, ૦)ા આર્ય સમાજના નિયમોપનિયમ, ૦)ા પંચમહાયજ્ઞ વિધિ, ૦)ા આર્ય કર્ત્તવ્ય પત્ર, ૦)ા પુનર્લગ્ન નિર્ણય ૦)ાા મૂર્તિપ્રકાશ વા શ્રાદ્ધની આવશ્યકતા અને ગ્રહણ મહાત્મ્ય. આ સટની કિમત માત્ર બે આના. પોસ્ટેજ એક આનો.

૦ાા ભ્રમનાશક–શુરયાગ, ૦)≈ ગાયન તરંગ ૦ા≈ બ્રહ્મચર્યમિમાંસા, ૦)ાા સ્વદેશ વસ્તુ પ્રચાર વા બ્રહ્મજ્ઞાનોપદેશ અને ૦)≈ અંકગણિત શિક્ષણક્રમ કિંવા ભારતોન્નતિ વા ઉન્નતિનું દ્વાર આ સટની કિમત એક રૂપિઓ, પોસ્ટેજ ત્રણ આના.

ઉપર લખેલી દરેકની બધી એકેક પ્રત લેનારને બે રૂપિઆ. પોસ્ટેજ ૭ આના. પ્રથમના બે સટમાં જણાવેલી ચોપડીઓની બધી પ્રત લેનારને ૧ા રૂપીયો પોસ્ટેજ ચાર આના. વધુ માટે કેટલોગ જુઓ.


રાયપુર ચકલો } છગનલાલ ટી. દેશાઇ.
અમદાવાદ. } પુસ્તકાધ્યક્ષ–આર્યસમાજ.